-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન


વર્ષ-૫, ઓગષ્ટ-૨૦૧૩, અંક-૮

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર


'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org

View Us: www.youtube.com/SwaminarayanGurukul

Find Us: www.facebook.com/GurukulParivar


## શ્યામ ઝિલાવા ઘનશ્યામ ઝિલાવા

શ્યામ ઝિલાવા ઘનશ્યામ ઝિલાવા,
આવ્યા મુનિ ઉમંગમાં રે...ઘનશ્યામ

નીરખ્યા નેણાં ભરી ધર્મકુંવરને,
પ્રેમ નથી માતો અંગમાં રે...ઘનશ્યામ

મુનિમંડળ ભેળાં ઝીલે છે નીરમાં,
રસિયો ઉછાળે જળ રંગમાં રે...ઘનશ્યામ

અખિલ ભુવનપતિ નટવર નાગર,
શોભે મુનિના સંગમાં રે...ઘનશ્યામ

પ્રેમાનંદ કહે કરે પુષ્પની વૃષ્ટિ,
સુર વિમાન ચઢી ખંમાં રે ...ઘનશ્યામ

- સદ્‌ગુરુ પ્રેમાનંદસ્વામી

# આઠ સત્શાસ્ત્ર અને તેનો પરિચય

સ્વામી માધવપ્રિયદાયદાસજી

ભારતીય દર્શનશાસ્ત્રોમાં પ્રમાણ, પ્રમેય અને સાધન આ ત્રણ મહત્ત્વના અંગો છે. દર્શનશાસ્ત્ર પ્રતિપાદિત તત્ત્વોને પ્રમેય કહેવાય છે, પ્રમેયને સિદ્ધ કરનાર પરિબળને પ્રમાણ કહેવાય છે. સર્વ તત્ત્વોમાં શ્રેષ્ઠ તત્ત્વ પરમાત્માની પ્રાપ્તિના ઉપાયોને સાધન કહેવાય છે. કોઈ કોઈ સ્થળે આ ત્રણેય અંગો તત્ત્વ, હિત અને પુરુષાર્થના નામે પણ ઓળખાય છે.

મહાપુરુષોનો મત છે, ''अमूलं नैव वक्तव्यम्'' સુજ્ઞ માણસો પ્રમાણરહિત વાત કરતા નથી અને પ્રમાણરહિત વાત ટકતી પણ નથી.

ભારતીય દર્શનની પ્રત્યેક શાખામાં પોતપોતાના આગવા પ્રમેય અને પ્રમાણો છે. તત્ત્વોની અને પ્રમાણોની સંખ્યામાં વધઘટ છે પરંતુ પ્રત્યક્ષ, અનુમાન અને શાસ્ત્ર આ ત્રણ પ્રમાણો લગભગ સર્વસ્વીકૃત છે.

આપણી જ્ઞાનેન્દ્રિયોથી પદાર્થનો જે યથાર્થ અનુભવ થાય છે, તેને પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય. જેમકે, આ ઘટ છે, પટ છે, મનુષ્ય છે, પશુ છે, પંખી છે, લાલ છે, પીળુ છે, ઠંડુ છે, ગરમ છે વગેરે...

પદાર્થ પ્રત્યક્ષ ન હોય છતાંપણ જે યુક્તિસંગત તર્કથી પદાર્થને સિદ્ધ કરવામાં આવે, એને અનુમાન પ્રમાણ કહેવાય છે. જેમકે, 'જ્યાં ધૂમાડો હોય ત્યાં અગ્નિ હોય.' મોટે ભાગે આવા યુક્તિસંગત તર્કોનો આધાર પ્રત્યક્ષ પ્રમાણ જ હોય છે.

કેટલાક પદાર્થો અતીન્દ્રિય અને અતિસૂક્ષ્મ હોય છે, જેનો અનુભવ આપણા ઈન્દ્રિયો-અંતઃકરણ કરી શકતા નથી. આવા પદાર્થોનો નિર્ણય શાસ્ત્રો દ્વારા કરવામાં આવે છે.

શાસ્ત્રોને બે વિભાગમાં વહેંચી શકાય છે, વેદ અને આપ્તવાણી. વેદો અનાદિ કાળથી વિદ્યમાન છે, વેદોની રચના કોઈએ કરેલી નથી, વેદ પરમાત્મા પુરુષોત્તમ નારાયણની વાણી છે, જેટલા પરમાત્મા અનાદિ છે એટલા જ વેદ અનાદિ છે.

પરમાત્મા જેમ પ્રગટે છે અને અંતર્ધ્યાન થાય છે, એજ રીતે સૃષ્ટિના આરંભે વેદો પ્રગટે છે અને પાછા નાદબ્રહ્મના મહાસાગરમાં લીન થાય છે. ઋષિઓ વેદોના મંત્રોના દૃષ્ટા છે, રચયિતા નથી. વેદો નિત્ય સિદ્ધ છે, એની રચના કોઈએ કરી નથી માટે વેદોને અપૌરુષેય કહેવામાં આવે છે.

શાસ્ત્રો આપ્તપુરુષોની અનુભવવાણી છે. જેનું દર્શન યથાર્થ હોય અને જે યથાર્થ વક્તા હોય અર્થાત્ જેમનામાં ભ્રાન્તિ, પ્રમાદ વગેરે કોઈ દોષ ન હોય, એને આપ્ત પુરુષ કહેવાય છે.

આવા આપ્ત પુરુષોની વાણીને શાસ્ત્રો કહેવાય છે.

મોટે ભાગે અતીન્દ્રિય તત્ત્વોનું નિરુપણ શાસ્ત્રો દ્વારા કરવામાં આવે છે.

ભગવાન વેદવ્યાસ વેદોનું સંકલન કરનાર છે. ભગવાન શ્રીસ્વામિનારાયણ તેમજ ભારતવર્ષના મોટા ભાગના તમામ આચાર્યો સર્વ ઋષિઓમાં શ્રેષ્ઠ અને જ્ઞાનાવતાર ભગવાન શ્રીવેદવ્યાસજીને પરમ પ્રામાણિક માને છે અને વેદ તેમજ વેદવ્યાસજી રચિત શાસ્ત્રોને આધારે પોતપોતાના સિદ્ધાંતોનું પ્રતિપાદન કરે છે.

મનુષ્યજીવનનો ઉદ્દેશ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થની સિદ્ધિ માટે છે. મોક્ષનો અર્થ છે પરમ પ્રમેય પરમાત્મ તત્ત્વની પ્રાપ્તિરુપ આત્યંતિક કલ્યાણ.

દર્શનશાસ્ત્રમાં પ્રમાણ અને પ્રમેયની સાથે સાથે આ ચારેય પુરુષાર્થને પ્રાપ્ત કરવા માટેના વિવિધ સાધનોનું પણ નિરુપણ હોય છે, એજ રીતે દેશ-કાળને અનુરુપ આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત અંગેના આદેશો પણ હોય છે.

શાસ્ત્રોનો સમુદાય સાગર જેવો વિશાળ છે. કળિયુગી મનુષ્યની બુદ્ધિ અલ્પ છે અને સમય પણ ઘણો ઓછો છે. આવી પરિસ્થિતિમાં ભગવાન શ્રીસ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં આઠ સત્શાસ્ત્રો પસંદ કરી મુમુક્ષુઓ ઉપર ભારે કરુણા કરેલી છે.

ભગવાન શ્રીસ્વામિનારાયણે પ્રમાણ તરીકે જે આઠ સત્શાસ્ત્રો પસંદ કર્યા છે, તેના નામ વેદ, વ્યાસસૂત્ર, શ્રીમદ્ ભાગવત, વિષ્ણુસહસ્રનામ, શ્રીમદ્ ભગવદ્ ગીતા, વિદુરનીતિ, શ્રીવાસુદેવ માહાત્મ્યમ્ અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ.

ભગવાન શ્રીસ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં શ્લોક ૯૩ થી ૧૨૧ સુધી પ્રમેય, પ્રમાણ અને સાધનનું અદ્ભૂત નિરુપણ કરેલું છે.

આ શ્લોકોમાં સ્વામિનારાયણ સંપ્રદાયના મૂળભૂત સિદ્ધાંતોનું નિરુપણ છે, પરંતુ આપણે શિક્ષાપત્રીના સદાચારના શ્લોકો પ્રત્યે જેટલા જાગૃત છીએ, એવી જાગૃતિ આ મહત્ત્વના શ્લોકો પ્રત્યે બહુ ઓછી જણાય છે.

ભગવાન શ્રીસ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં જીવ, ઈશ્વર અને માયા, આ ત્રણ તત્ત્વોનું પ્રમેય રૂપે નિરુપણ કરેલું છે. તેમજ વચનામૃતમાં આ જ ત્રણ તત્ત્વોનું સંક્ષેપ-વિસ્તાર ન્યાયથી જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ આ પાંચ ભેદથી યુક્તિસંગત વર્ણન કરેલું છે.

શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયની દૃષ્ટિએ જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ આ પાંચ પ્રમેય છે. આ પાંચ પ્રમેયની સિદ્ધિ માટે ભગવાન શ્રીસ્વામિનારાયણે આઠ સત્શાસ્ત્રોને પ્રમાણરૂપ માન્યા છે.

વેદાદિક સત્શાસ્ત્ર અને ભગવાન શ્રીસ્વામિનારાયણ પ્રબોધિત વચનામૃતની દૃષ્ટિએ પરમ પ્રમેય પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણ છે.

ભગવાન વેદવ્યાસજી ઉદ્‌ઘોષણા કરતા કહે કહે છે...

आलोड्य सर्व शास्त्राणि विचार्य च पुनः पुनः।

इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणो हरिः॥

સર્વ શાસ્ત્રોનો વારંવાર અભ્યાસ અને મંથન કરવાથી એક વાત સિદ્ધ થઈ છે કે ''ભગવાન શ્રીહરિ જે નારાયણ નામે પ્રસિદ્ધ છે એ જ પરમ ધ્યેય છે, પરમ ઉપાસ્ય છે, પરમ પ્રાપ્ય છે.''

ભગવાન શ્રીસ્વામિનારાયણે વચનામૃતમાં આ પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણની અખંડ સ્વામિસેવકભાવે પ્રાપ્તિને આત્યંતિક કલ્યાણ અથવા તો સર્વશ્રેષ્ઠ મુક્તિ ગણાવેલી છે.

ધર્મ, અર્થ, કામ ઉપરાંત આત્યંતિક કલ્યાણને પામવા માટે ભગવાન શ્રી સ્વામિનારાયણે ધર્મ, જ્ઞાન, વૈરાગ્યે સહિત ભક્તિ અને શ્રીહરિનો અનન્યભાવે આશ્રય વગેરે સાધનોનું નિરુપણ કરેલું છે.

આ સાધનોને ભગવાન શ્રીસ્વામિનારાયણ 'ભાગવત ધર્મ' અથવા તો 'એકાંતિક ધર્મ' કહે છે.

આ સર્વ વાતની સિદ્ધિ 'સત્સંગ'થી થતી હોવાથી ભગવાન શ્રીસ્વામિનારાયણ 'સત્સંગ'ને સર્વશ્રેષ્ઠ સાધન કહે છે.

ભાગવતજીના એકાદશ સ્કન્ધમાં ભગવાન શ્રીકૃષ્ણ અને ઉદ્ધવજીના સંવાદમાં તથા રાજર્ષિ જનક અને યોગેશ્વરના સંવાદમાં પણ આ જ ભાગવત ધર્મ અને સત્સંગ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

દૂધના ભાવે પાણી વેચાય એ ન્યાયે શાસ્ત્રોના નામે ઘણી કલ્પિત રચનાઓ થયેલી છે. આ કહેવાતા શાસ્ત્રો ઉપર માયાના ત્રણ ગુણ, અજ્ઞાન, અહંકાર, રાગદ્વેષ, વિપરીત દેશકાળનો ભારે પ્રભાવ હોય છે.

કેટલાંક એવા પણ શાસ્ત્રો છે, જેમાં વેદના મંત્રોનું વિપરીત અર્થઘટન થયેલું છે. આ પ્રકારના શાસ્ત્રો અપ્રામાણિક અથવા તો અસત્શાસ્ત્રો છે. આવા અપ્રામાણિક શાસ્ત્રોનો છેદ ઉડાવવા માટે ભગવાન શ્રીસ્વામિનારાયણે શાસ્ત્રોની આગળ 'સત્' શબ્દ જોડેલો છે.

જે શાસ્ત્રમાં રજોગુણી અને તમોગુણી દેવોની ઉપાસના હોય હોય અને એ ઉપાસનના સાધનો પણ હિંસા, સુરાપાન, રાગ-દ્વેષ વગેરે અશુદ્ધિથી યુક્ત હોય, આવા શાસ્ત્રો સત્શાસ્ત્રોની કોટિમાં આવતા નથી.

જે શાસ્ત્રો માત્ર ધર્મ, અર્થ અને કામ પરક હોય પરંતુ આત્યંતિક કલ્યાણનો ઉપાય ન બતાવતા હોય એવા શાસ્ત્રો પણ સત્શાસ્ત્રો કહી શકાય નહિ.

જે શાસ્ત્રો પરમાત્માને નિર્ગુણ-નિરાકાર કહેતા હોય અને પરમાત્માના દિવ્ય ગુણો અને દિવ્ય આકારનો નિષેધ કરતા હોય, એવા શાસ્ત્રોની વાતને પણ ભગવાન શ્રીસ્વામિનારાયણ યુક્તિ સંગત માનતા નથી.

સત્શાસ્ત્રના કેટલાંક લક્ષણો સમજવા આવશ્યક છે.

જે શાસ્ત્રમાં પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણને સર્વોપરી, સર્વકારણના કારણ, સર્વાવતારી, સર્વ કલ્યાણકારી ગુણોનું ધામ, માયાના સર્વ ગુણોથી રહિત અને સદા સાકાર મૂર્તિ રૂપે નિરુપિત કર્યા હોય, તે સત્શાસ્ત્ર છે.

જે શાસ્ત્રમાં સદ્‌ગુરુનો મહિમા અવશ્ય હોય પરંતુ સાથે સાથે સદ્‌ગુરુ અને શ્રીહરિ વચ્ચે સ્વામિસેવકભાવની સ્થાપના પણ હોય, મુક્તિદશામાં પણ આ સ્વામિસેવકભાવનો લોપ ન થતો હોય, આવા શાસ્ત્રોને સત્શાસ્ત્ર કહેવાય.

જે શાસ્ત્રમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારેય પુરુષાર્થનું યથાયોગ્ય નિરુપણ હોય તેને સત્શાસ્ત્ર કહેવાય.

જે શાસ્ત્રમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્યે સહિત ભક્તિ અને ભગવદ્ આશ્રયનું નિરુપણ હોય તેને સત્શાસ્ત્ર કહેવાય.

ભગવાન શ્રીસ્વામિનારાયણ સત્શાસ્ત્રોમાં પણ પ્રમાણ વિવેક શીખવતા કહે છે કે,

''एतेषु यानि वाक्यानि श्रीकृष्णस्य वृषस्य च।

अत्युत्कर्षपराणि स्युस्तथा भक्तिविरागयोः॥१०१॥

मन्तव्यानि प्रधानानि तान्येवेतरवाक्यतः।''

"શાસ્ત્રોમાં અનેક ઋષિમુનિઓના મુખેથી અનેક વચનો કહેવાયા હોય, એ વચનોમાં પરસ્પર વિરોધાભાસની સંભાવના પણ હોય, આવી પરિસ્થિતિમાં જે વચનો પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણ તેમજ ધર્મ, વૈરાગ્ય અને ભક્તિનું ઉત્કૃષ્ટપણે પ્રતિપાદન કરતા હોય, એવા વચનોને પરમ પ્રમાણ માનવા."

ભગવાન શ્રીસ્વામિનારાયણ પ્રબોધિત સત્શાસ્ત્રોનો સ્વાધ્યાય મુમુક્ષુઓ માટે આવશ્યક છે. આ સત્શાસ્ત્રોનો મહિમા સમજાય એટલા માટે એમનો સંક્ષિપ્ત પરિચય ગુરુકુલ દર્શનના આ અંકમાં આપવાનો નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે.

આશા છે કે, આનાથી અનેક મુમુક્ષુઓની જીજ્ઞાસા તૃપ્ત થશે અને સત્શાસ્ત્રોના સ્વાધ્યાયની પ્રેરણા પ્રાપ્ત થશે...

દેશ-વિદેશમાં વસતા સેંકડો મુમુક્ષુઓના અંતરમાં આ આઠ સત્શાસ્ત્રો મેળવવાનો મનોરથ હોય છે પરંતુ સંજોગવશાત્ આઠેય સત્શાસ્ત્ર એક સ્થળે ઉપલબ્ધ થઈ શકતા નથી.

મુમુક્ષુઓ માટે આ આઠેય સત્શાસ્ત્રોની ઉપલબ્ધિ સરળ બને એટલા માટે આઠેય સત્શાસ્ત્રોનું પ્રાપ્તિ કેન્દ્ર **SGVP**-છારોડી તેમજ શ્રીસ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર ખાતે રાખવામાં આવેલ છે. ❑

# વેદ

- અંકિત રાવલ
(વ્યાકરણાચાર્ય, દર્શનમ્ અધ્યાપક)

પ્રાચીન ભારતનું રહસ્યજ્ઞાન જેમાં સંગ્રહીત છે તે ગ્રંથરાજને વેદ કહેવાય છે. 'વેદ' શબ્દ સંસ્કૃતના જ્ઞાનાર્થક 'વિદ્' ધાતુ પરથી બનેલો છે.

ભારતીય સંસ્કૃતિનો મૂળ સ્રોત અને વિશ્વવાઙ્મયની અમૂલ્યનિધિ એટલે વેદ. વેદોમાં ધર્મ-દર્શન, જ્ઞાન, વિજ્ઞાન, કલા, કૌશલ્ય, યોગ, સંગીત, લોકાચરણ વગેરે માનવ જીવનનાં લૌકિક અને પારલૌકિક ઉત્થાન માટે અનેક સિદ્ધાંતો અને ઉપદેશોનું અદ્‌ભૂત વર્ણન થયું છે. માટે જ મનીષિઓએ વેદોને જ્ઞાનનાં સિન્ધુ તથા સમસ્ત ધર્મોનાં મૂળ કહ્યાં છે. સ્મૃતિકાર ભગવાન મનુ કહે છે "वेदोऽखिलो धर्ममूलम्" ઉપનિષદ્, દર્શનશાસ્ત્ર, પુરાણ આદિ બધા જ ધર્મગ્રંન્થોનું મૂળ વેદ છે.

વેદ વિશ્વનો સૌથી પ્રાચીન ગ્રન્થ છે. વેદ અપૌરુષેય કહેતા અનાદિ છે અથવા સર્વજ્ઞ સ્વયં ભગવાનની લોકહિતાય રચના છે.

વેદ મૂલતઃ એક જ છે. દ્વાપરનાં અંતમાં અધ્યયન, સંરક્ષણ, પાઠ આદિની સરળતા માટે શ્રીકૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસજીએ વેદનું ચાર વિભાગમાં વિભાજન કર્યું. જે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ આ નામથી પ્રસિદ્ધ થયાં. વેદ વ્યાસજીએ આ ચાર વેદોની શિક્ષા પોતાના ચાર શિષ્યોને આપી. ઋગ્વેદની શિક્ષા પૈલને, યજુર્વેદની શિક્ષા વૈશંપાયનને, સામવેદની શિક્ષા જૈમિનિને અને અથર્વવેદની શિક્ષા સુમંતુને આપી.

ઋગ્વેદ ચારેય વેદોમાં સૌથી પ્રાચીન ગણાય છે. વિષયની દૃષ્ટિએ ઋગ્વેદ સૌથી ગહન અને મહત્ત્વપૂર્ણ છે. કદની દૃષ્ટિએ ઋગ્વેદ સૌથી મોટો છે. આ વેદમાં અનેક દેવતાઓની સ્તુતિઓ જોવા મળે છે સાથે સૃષ્ટિનાં અનંત રહસ્યનું ઉદ્‌ઘાટન પણ અહીં થયેલ છે.

યજુર્વેદને શુક્લ યજુર્વેદ અને કૃષ્ણ યજુર્વેદ એમ બે ભાગમાં વહેંચવામાં આવ્યો છે.

યજુર્વેદમાં અશ્વમેધયજ્ઞ, રાજસૂયયજ્ઞ તથા સોમયજ્ઞ જેવા વિશિષ્ટ યજ્ઞોનું પ્રતિપાદન થયેલ છે. પ્રસિદ્ધ ગાયત્રીમંત્ર અને મહામૃત્યુઞ્જય મંત્રની વિશ્વને ભેટ આપનાર પણ યજુર્વેદ છે.

"वेदानां सामवेदोऽस्मि" કહી સ્વયં કૃષ્ણભગવાન જે વેદનું મહત્ત્વ બતાવે છે એ સામવેદ ભારતીય સંગીતનું મૂળ છે. સામવેદ ગેય ગ્રન્થ હોવાથી અહીં મંત્ર સંગીતમય છે.

૨૧મી સદી એટલે જ્ઞાન અને વિજ્ઞાનની સદી. એ વિપુલ જ્ઞાનનાં ખજાનાની ચાવી એટલે અથર્વવેદ. અથર્વવેદમાં વિજ્ઞાન, ચિકિત્સા, ખગોળ, ભૂગોળ, ગણિત, આયુર્વેદ, સમાજશાસ્ત્ર, કૃષિ વિજ્ઞાન, મંત્ર-તંત્ર, ચમત્કાર અને રાજનીતિ જેવા અનેક વિષયો સમાયેલા છે. એ અથર્વવેદ આજના આધુનિક વિજ્ઞાનનો પાયો છે.

સાહિત્યક દૃષ્ટિકોણથી વેદોને ચાર વિભાગમાં વહેચવામાં આવે છે. સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક, અને ઉપનિષદ્.

વેદના મંત્રભાગને સંહિતા કહેવાય છે. જ્યારે બ્રાહ્મણભાગમાં યજ્ઞાનુષ્ઠાનની પદ્ધતિ, તદ્‌વિષયક ઉદ્‌બોધન, ફલપ્રાપ્તિ વગેરેનું વિવેચન પ્રાપ્ત થાય છે. અહીં ક્રિયા પ્રધાન છે.

આરણ્યક ગ્રન્થોમાં યજ્ઞાનુષ્ઠાન પદ્ધતિ, મંત્રો, ફળ વગેરેના વર્ણનમાં આધ્યાત્મિક સંદેશ આપવામાં આવે છે. જ્યાં ઉપાસના પ્રધાન છે. આ ગ્રંથોનું અધ્યયન, મનન વિશેષતઃ અરણ્યમાં થયુ છે તેથી તેમને આરણ્યક કહેવામાં આવે છે.

વેદનો અંતિમ ભાગ ઉપનિષદ્ છે એથી તેમને 'વેદાન્ત' પણ કહે છે. આ ગ્રન્થોમાં વેદનો નિષ્કર્ષ આપવામાં આવેલ છે. ઉપનિષદોમાં પ્રધાનતઃ આધ્યાત્મવિદ્યા અભિવ્યક્ત થઈ છે.

"मातृ देवो भव" "पितृ देवो भव" "आचार्य देवो भव" "स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्" "अन्नं न निद्यात्" "श्रद्धया देयम्" જેવા ઉત્કૃષ્ટ આદર્શો દ્વારા આજે પણ ઉપનિષદો જીવનમાં સાચા પથદર્શક રહ્યા છે.

વેદનાં વિશાળ ભવનમાં પ્રવેશ કરવા માટે શિક્ષા, કલ્પ, નિરુક્ત, છન્દ, વ્યાકરણ, જ્યૌતિષ આ છ વેદાંગ દ્વારરૂપ છે.

છ વેદાંગોમાં શિક્ષા સૌથી પ્રાથમિક અને મહત્ત્વપૂર્ણ છે. શિક્ષાની સહાયથી જ વેદમંત્રોનો શુદ્ધપાઠ શક્ય બને છે. શિક્ષાને વેદપુરુષનું ઘ્રાણ (નાક) કહેવામાં આવે છે.

કલ્પ એટલે કર્મકાંડનું વિજ્ઞાન. કલ્પ વેદ-પ્રતિપાદિત કર્મોની શાસ્ત્રીય મીમાંસા અને વ્યવસ્થા રજૂ કરનાર શાસ્ત્ર હોવાથી વેદપુરુષનાં હાથ કહેવામાં આવે છે.

'मुखं व्याकरणं स्मृतम्' ઉક્તિ દ્વારા વ્યાકરણ વેદપુરુષનું મુખ છે. વેદનું ભાષાશાસ્ત્રીય અધ્યયન માટે વ્યાકરણ આવશ્યક છે.

વેદપુરુષનાં શ્રોત્ર (કાન) નિરુક્તશાસ્ત્ર છે. વેદાર્થ સમજવા માટે નિરુક્તશાસ્ત્રનો કોઈ વિકલ્પ નથી. નિરપેક્ષતાથી પદોની વ્યુત્પત્તિ જ્યા કહેવામાં આવે છે તે જ આ નિરુક્ત શાસ્ત્ર.

'છંદ' વેદનું પાંચમું અંગ અને વેદપુરુષના પગ છે. વેદમંત્રોના ઉચ્ચારણ માટે છંદનું જ્ઞાન આવશ્યક છે. છંદ જ્ઞાનનાં અભાવમાં મંત્રોનું ઉચ્ચારણ અને પાઠ સમુચિત રૂપે થઈ શકતું નથી.

છઠ્ઠું અને અંતિમ વેદાંગ જ્યૌતિષ છે, જે વેદપુરુષની આંખ છે. યજ્ઞને અનુરૂપ મુહૂર્તાદિકનું જ્ઞાન તથા તિથિ, નક્ષત્રાદિકના જ્ઞાન માટે જ્યૌતિષ શાસ્ત્ર અનિવાર્ય છે. છ વેદાંગના જ્ઞાન દ્વારા જ વેદનું યથાર્થ જ્ઞાન શક્ય છે માટે આ છ વેદાંગોને વેદપુરુષના અંગસ્થાનો કહ્યા છે.

હજારો વર્ષથી વેદમંત્ર રાશિ સુરક્ષિત, અપરિવર્તિત અને અક્ષુણ્ણ રહી શકી છે. વેદ લિપિબદ્ધ તો હમણાં જ થયાં. આજ સુધી વેદ પરંપરા કર્ણોપકર્ણ જ ચાલતી આવી છે. ગુરુ પાસેથી શિષ્ય વેદમંત્રોનું શ્રવણ કરીને કંઠસ્થ કરી લે, તેમની પાસેથી તેમનાં શિષ્ય શ્રવણ કરે – આ શ્રુતિ પરંપરાથી વેદ આપણી પાસે આવ્યા છે. તેથી વેદને શ્રુતિ પણ કહેવાય છે.

વેદ અત્યંત પ્રાચીન શબ્દરાશિ છે, ખૂબ વિશાળ શબ્દરાશિ છે અને છતાં એક પણ વર્ણ કે માત્રાનાં વિપર્યયવિના અક્ષુણ્ણ, અપરિવર્તિત અને સુરક્ષિત રહ્યા તેનું કારણ વેદમંત્રોનો પાઠ કરવાની અગિયાર પદ્ધતિઓ છે.

ત્રણ પ્રકૃતિ-પાઠ છે. ૧. સંહિતા-પાઠ ૨. પદ-પાઠ ૩. ક્રમ-પાઠ.

આઠ વિકૃતિ-પાઠ છે. ૧. જટા-પાઠ ૨.માલા-પાઠ ૩. શિખા-પાઠ ૪. રેખા-પાઠ ૫. ધ્વજ-પાઠ ૬. દંડ-પાઠ ૭. રથ-પાઠ ૮. ઘન-પાઠ.

વેદનાં અર્થનું ઉદ્‌ઘાટન કરવા માટે ભાષ્યોની જરૂર પડે છે. વેદનાં અર્થઘટનમાં સાયણાચાર્યનું પ્રદાન ખૂબ મહત્વનું છે. પાંચેય સંહિતાઓ, સંહિતાઓનાં બ્રાહ્મણ ગ્રંથો, બે આરણ્યકો આમ લગભગ સમગ્ર વેદ પર સાંગોપાંગ ભાષ્યોની રચના કરી છે. આજ સુધી સાયણાચાર્યના વેદભાષ્યને અતિક્રમીશકે તેવા કોઈ વેદ-ભાષ્ય રચાયાં નથી. માટે જ સાયણાચાર્યને વેદનાં મહાભાષ્યકાર અને સર્વવેદ ભાષ્યકાર ગણવામાં આવે છે.

વેદ જ સનાતન ધર્મના સર્વોચ્ચ અને સર્વોપરી ગ્રન્થ છે. માટે જ ભારતીય સંસ્કૃતિના પ્રાણ સમાન વેદોના સ્વરૂપ મહિમા અને સિદ્ધાંતોને હૃદયમાં રાખી તેને અનુરૂપ આચરણ કરવું એ પ્રત્યેક ભારતીયનું કર્તવ્ય છે.

❑

# વ્યાસસૂત્ર

શાસ્ત્રી મુનિવત્સલદાસ

ભગવાન શ્રીહરિની પસંદગીના આઠ સત્શાસ્ત્રોમાં વ્યાસસૂત્ર મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ભગવાન શ્રીસ્વામિનારાયણે પસંદ કરેલા આઠ સત્શાસ્ત્રોમાં વેદ અને યાજ્ઞવલ્ક્ય ઋષિની સ્મૃતિને બાદ કરતાં છ સત્શાસ્ત્રો તો મહર્ષિ વેદવ્યાસજીની જ રચનાઓ છે. ઉપરાંત વેદોને ચાર વિભાગમાં વિભાજીત કરવાનું ભગીરથ કાર્ય પણ વેદવ્યાસજીએ કરેલું છે, માટે પૂર્વે થયા જે મોટા મોટા આચાર્યો અને સામ્પ્રત સમયના તત્ત્વજ્ઞાનીઓ માટે પણ વ્યાસજીના વચનો પરમ આધારરૂપ છે. ભગવાન શ્રીસ્વામિનારાયણ પણ વેદવ્યાસજીની વાણીને અનુસરતા હોય તેમ ગઢડા પ્રથમ પ્રકરણના ૩૯ માં વચનામૃતમાં કહે છે કે, ''અમારે વ્યાસજીના વચનમાં દૃઢ પ્રતીતિ છે.''

સામાન્ય રીતે સૂત્રનો અર્થ થાય છે બાંધવુ. સંસ્કૃતમાં કહેવાયું છે કે, 'सूत्रं बह्वर्थसूचनाद् भवति' એટલે કે જે અનેક અર્થોને પોતાની અંદર આવરી લે તે સૂત્ર કહેવાય. વિસ્તૃત રહસ્યમય વાતને ટૂંકમાં આંગળીના વેઢે ગણાય એવા મર્મ ભરેલા શબ્દોમાં લખવામાં આવે ત્યારે એ વાત સૂત્રનું સ્વરૂપ ધારણ કરે છે.

ઘણી વખત એવું બને કે, જે કામ મોટા હથોડાથી ન થાય એ કામ નાની હથોડી કરી આપે, જે કામ મોટા ખીલાથી ન થાય તે કામ નાની ટાંચણીથી થાય, એવી જ કંઈક વાત બ્રહ્મસૂત્રોની છે. અનેક શાસ્ત્રોમાં ભગવાનના સ્વરુપનું વર્ણન વિશાળ પાયા પર જોવા મળે છે પણ વ્યાસસૂત્રો એજ વિશાળ વાતને ટૂંકમાં સ્પષ્ટપણે કહી જાય છે.

ઘણીવાર ગ્રંથકારના નામ ઉપરથી ગ્રંથનું નામાભિધાન થતું હોય છે. જેમકે પાણિની સૂત્ર, કાત્યાયન સૂત્ર, જૈમિનિ સૂત્ર, પાતાંજલ યોગસૂત્ર વગેરે...વ્યાસસૂત્ર એ મહર્ષિ વેદવ્યાસજીની રચના હોવાથી તેને વ્યાસસૂત્ર કહે છે. આપણા મનમાં સહજ એક પ્રશ્ન ઉદ્ભવે કે, અધ્યાત્મ જગતને સ્પષ્ટ કરતા અનેક દળદાર ગ્રંથો ઉપલબ્ધ છે ત્યારે બ્રહ્મસૂત્રોની રચના શા માટે થઈ ? તેનું દેખીતુ અને શાસ્ત્રસમ્મત સમાધાન એ છે કે, અનાદિકાળથી અવિરત ચાલી આવતી વેદવાણીને પણ કાળક્રમે માનવસર્જિત લૂણો લાગે છે. એ લૂણો એટલે વેદવાક્યોમાં પરસ્પર વિરોધાભાસની શંકાઓ અને ઉપનિષદોના સિદ્ધાન્તોની વિસંવાદિતતાની ભ્રાન્તિ. એ ભ્રાન્તિને નિર્મૂળ કરવા અને સંપૂર્ણ વેદવાક્યો પૂર્ણ પ્રામાણિક અને એકવાક્યતા દર્શાવે છે, તેવું સાબિત કરવા આ સૂત્રગ્રંથની રચના થઈ. વ્યાસસૂત્રના અનેક નામો છે, જેમકે બ્રહ્મસૂત્ર, શારીરકસૂત્ર, વેદાન્તસૂત્ર વગેરે... બ્રહ્મસૂત્રોમાં બ્રહ્મતત્ત્વના સ્વરુપ, સ્વભાવ અને ગુણોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. અહીં 'બ્રહ્મ' શબ્દ પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણનો નિર્દેશ કરે છે.

વ્યાસસૂત્ર ખૂબ જ પૌરાણિક અને પ્રામાણિક ગ્રંથ છે. જેની સાક્ષી હજારો વર્ષો પહેલા મહાભારતના યુદ્ધમાં ભગવાન શ્રીકૃષ્ણના મુખે ગવાયેલી ગીતા છે. ભગવાન ભગવદ્ગીતાના તેરમાં અધ્યાયમાં ચોથા શ્લોકમાં કહે છે, ''ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः'' ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન યુક્તિવાળા અને નિશ્ચયયુક્ત બ્રહ્મસૂત્રના પદો દ્વારા સમજાવેલુ છે.

વેદાંતની પરિભાષામાં જોઈએ તો વ્યાસસૂત્ર, શ્રીમદ્ભગવદ્ગીતા અને ઉપનિષદ્ એ પ્રસ્થાનત્રયીમાં વ્યાસસૂત્ર મોખરે છે.

જેવી રીતે શ્રીમદ્ભાગવતમાં ૧૨ સ્કન્ધ છે, શ્રીમદ્ભગવદ્ગીતામાં ૧૮ અધ્યાય છે, તેવી રીતે આ બ્રહ્મસૂત્રમાં કુલ ૪ અધ્યાય છે. ઉપરાંત, આ દરેક અધ્યાયને ચાર વિભાગમાં વહેંચવામાં આવ્યા છે, જેને 'પાદ' કહેવામાં આવે છે. આવી ગણતરી સાથે કુલ ચાર અધ્યાયના ૧૬ પાદ થાય છે. અધ્યાયમાં રહેલા દરેક પાદને પણ અધિકરણોમાં વિભાજીત કરવામાં આવ્યા છે.

મહર્ષિ વેદવ્યાસજીએ રચેલ આ બ્રહ્મસૂત્રો ઉપર પૂર્વે વિભિન્ન આચાર્યોએ ભાષ્યોની રચના કરેલી છે, જેમાંથી કેટલાક સુપ્રસિદ્ધ ભાષ્યોની વિગત નીચે મુજબ છે.

શ્રીશંકરાચાર્યજીનું (કેવલાદ્વૈત) શારીરકભાષ્ય - ૫૫૫ સૂત્રો, શ્રીરામાનુજાચાર્યજીનું શ્રીભાષ્ય (વિશિષ્ટાદ્વૈત)- ૫૪૫ સૂત્રો, શ્રીમધ્વાચાર્યજીનું પૂર્ણપ્રજ્ઞભાષ્ય (દ્વૈત) ૫૬૨ સૂત્રો, શ્રીનિમ્બાર્કાચાર્યજીનું વેદાંત પારિજાત (દ્વૈતાદ્વૈત)- ૫૪૯ સૂત્રો શ્રીવલ્લભાચાર્યજીનું અણુભાષ્ય (શુદ્ધાદ્વૈત)-૫૫૫ સૂત્રો.

આમાં ક્યાંક એક સૂત્રમાંથી બે સૂત્રોનું વિભાગીકરણ

તેમજ બે સૂત્રોનો એકમાં સમન્વય વગેરે બાબતોને કારણે વિભિન્ન આચાર્યોના મત મુજબ સૂત્રોની સંખ્યામાં ફેરફાર જોવા મળે છે પરંતુ આખરે તો દરેક ભાષ્ય જે-તે મતના અનુયાયીઓ માટે પૂર્ણ પ્રામાણિક અને પરમ ઉપયોગી છે.

**વિષયનિરુપણ :-** પ્રથમ અધ્યાયનું નામ સમન્વયાધ્યાય છે, જેમાં વિરોધાભાસ દર્શાવતા વેદવાક્યોનો સમન્વય કરવામાં આવ્યો છે. બીજો અવિરોધાધ્યાય છે, જેમાં વિરોધી મત અને તેના દ્વારા થયેલ આક્ષેપનું સમાધાન કરી સ્વમતનું સ્થાપન કરવામાં આવ્યું છે. ત્રીજા સાધનાધ્યાયમાં જીવ અને બ્રહ્મના લક્ષણોનો નિર્દેષ કરી મોક્ષપ્રાપ્તિના સાધનોની ચર્ચા કરવામાં આવી છે અને ચોથા ફલાધ્યાયમાં જીવની મુક્તિ તેમજ નિર્ગુણ અને સગુણ ઉપાસનાનું ફળ વગેરે વિષયોની છણાવટ જોવા મળે છે.

આ વ્યાસસૂત્રોમાં પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણનું વર્ણન તો છે જ, ઉપરાંત પ્રસંગોપાત્ જીવ અને માયાના સ્વરુપની પણ મીમાંસા કરવામાં આવી છે. ઉપનિષદોમાં વર્ણવાયેલી ૩૨ પ્રકારની વિદ્યાઓનું અદ્ભૂત વર્ણન વ્યાસસૂત્રોમાં જોવા મળે છે અને એ પણ ઉપનિષદોના વાક્યોના સંદર્ભ સાથે કરવામાં આવેલ છે, માટે વિદ્વાનો બ્રહ્મસૂત્રને ઉપનિષદોનો સાર પણ કહે છે.

આપણે ત્યાં જૂની અને જાણીતી કહેવત છે જે આપણા પૂર્વજોના મુખે સાંભળતા આવીએ છીએ કે, 'ઘરમાં ઘર, એમાં ઘર, એમાં બેઠા દામોદર' અભણ અને અબુધ માણસોના મુખેથી તળપદી ભાષામાં કહેવાયેલી આ કહેવત બ્રહ્મસૂત્રોમાં વર્ણવેલ ભગવાનના અંતર્યામી સ્વરુપનો નિર્દેષ કરે છે.

જેવી રીતે માછલીઓનું નિવાસ સ્થાન જળ છે અને વિશાળ ગગનમાં વિહરતા પક્ષીઓ વૃક્ષો પર માળા બાંધીને રહે છે, તેવી રીતે માણસ સામાન્ય ઝૂપડાથી લઈને મોટા મહેલોમાં નિવાસ કરે છે. ઘર નાનુ હોય કે મોટુ પણ જીવનની અનિવાર્ય આવશ્યકતા છે. માણસને રહેવા માટે ઘર છે તેમ આપણું શરીર એ આપણે રહેવાનું એટલે કે જીવને રહેવાનું ઘર છે, અર્થાત્ આ જીવ પાંચ ભૌતિક શરીર રૂપી ઘરમાં નિવાસ કરીને રહે છે.

ભગવાન શ્રીસ્વામિનારાયણે વચનામૃતમાં કહ્યું છે કે, આ જીવ હૃદયને વિષે રહ્યો છે. એટલે એક વિશેષ સમજવા જેવી વાત છે કે, આ શરીર રૂપી ઘરમાં પણ એક હૃદય રૂપી ઘર છે અને એમાં જીવ રહ્યો છે અને એમાં દામોદર બેઠા છે. બ્રહ્મસૂત્રોમાં પ્રતિપાદિત આ અંતર્યામી ભગવાન શ્રીહરિ જીવના કર્મના સાક્ષી છે.

આમ, ભગવાન શ્રીસ્વામિનારાયણે કરેલી વ્યાસસૂત્રની પસંદગી ખરેખર અદ્ભૂત અને દરેક મુમુક્ષુને પરમ ઉપયોગી છે. આપણે પણ ભગવાન શ્રીહરિએ પસંદ કરેલ બ્રહ્મસૂત્રોને જાણીએ અને અનુસરીએ તથા મોક્ષનો માર્ગ સરળ અને ટૂંકો બનાવી શ્રીહરિની પ્રસન્નતા પ્રાપ્ત કરીએ.

# શ્રીમદ્ ભાગવત

- શાસ્ત્રી નરનારાયણદાસ

सच्चिदानन्दरुपाय विश्वोत्पत्यादिहेतवे ।
तापत्रयविनाशाय श्रीकृष्णाय वयं नुमः ॥

સચ્ચિદાનંદસ્વરુપ ભગવાન શ્રીકૃષ્ણને અમે નમસ્કાર કરીએ છીએ કે જેઓ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના હેતુ છે. તથા આત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એ ત્રણે પ્રકારનાં દુ:ખોનો નાશ કરનારા છે.

શ્રીમદ્ ભાગવતની પૂર્વભૂમિકા થોડી સમજવા જેવી છે. વ્યાસજીએ મહાન વેદને ઋગ્, યજુ, સામ, અથર્વ એમ ચાર વિભાગમાં વર્ગીકૃત કર્યો, ૧૭ પુરાણોની રચના કરી, મહાભારત જેવા મહાન ઈતિહાસ ગ્રંથની રચના કરી. આ બધું કર્યા પછી વ્યાસના હૃદયમાં અસંતોષપણું વર્તતુ હતું.

આ વાતને સમજવા અંતરનિગુહિત થઈ વિચાર કરીએ તો જ વાસ્તવમાં ખ્યાલ આવે કે મહર્ષિ વેદવ્યાસ સ્વયં ભગવતાવતાર છે, સંપૂર્ણ વેદના જ્ઞાતા છે, અનેક ગ્રંથોની રચના કરી છે છતાં પણ શો અસંતોષ વર્તતો હશે ?

વ્યાસજીનો અસંતોષ એ આપણા જેવો લૌકિક ન હતો. વ્યાસજીનો અસંતોષ એ અપૂર્ણતાનો હતો. કારણકે વેદાદિ શાસ્ત્રોમાં પરમાત્માનુ ઘણું વર્ણન થયેલુ છે, પણ એ બધું પરોક્ષભાવે છે. એ પરમાત્મા મનુષ્યરુપે પૃથ્વી પર અવતરી નયનગોચર સજાતીય સખાસ્વરુપે વિચરે છે. આ

વાતનુ વર્ણન કોઈ શાસ્ત્રમાં થયેલું ન હતું , એ જે શાસ્ત્રોની ખૂટતી કડીરૂપ વાત છે તે વ્યાસજીએ જે ગ્રંથોની રચના કરી તેમાં પણ એ વાતની પરિપૂર્તિ થઈ ન હતી. આ ''અપૂર્ણતાનો'' અસંતોષ વ્યાસજીના હૃદયમાં હતો.

અહીં એટલુ સમજવુ જરૂરી છે કે, વ્યાસજી માટેની આ વાત જેમ મા કડવી દવાનું પાન કરીને બાળકને નીરોગી રાખે છે. તેમ આ વાત મુમુક્ષુઓના ભવરોગને હરનારી હતી. કારણકે,''પ્રગટની પ્રાપ્તિ એ જ મોક્ષનું સાધન છે.

જ્યારે નારદજી અને વ્યાસજીના મિલન બાદ વ્યાજીએ ''શ્રીમદ્ ભાગવત'' પુરાણની રચના કરી અને પ્રગટ ભગવાનનું યથાર્થ માહાત્મ્ય અને પ્રત્યક્ષ લીલાનુ મુક્ત કંઠે ગાન કર્યું, ત્યારે વ્યાસજીને પરમ શાંતિનો અનુભવ થયો. આ રીતે પૃથ્વી પર ''શ્રીમદ્ ભાગવત''નું અવતરણ થયું.

આ અવતરણ સર્વશાસ્ત્ર કરતાં કાંઈક વિશેષ છે. કારણ કે આર્ષઋષિઓની દ્રષ્ટિ જે પરમતત્ત્વને પામવા અધુરપ અનુભવે છે તે પરમતત્વની દિવ્ય અને માનુષિક લીલા અને ગુણોનું વર્ણન પ્રત્યક્ષ સ્વરુપે આ ગ્રંથમાં થયેલું છે. પૂર્વે ઋષિઓ લાખો વર્ષ ઘોર તપશ્ચર્યા કરીને પણ જે પરમતત્ત્વને પ્રાપ્ત કરી શક્યા નથી એ વાતને વ્યાસજીએ શ્રીમદ્ ભાગવતની રચના કરી સહજ બનાવી.

શ્રીમદ્ ભાગવતનાં મત પ્રમાણે ભાગવત અવતરણ એજ આત્યંતિક મુક્તિદ્વારનું ઉદ્દ્ઘાટક છે. એ વાતને સ્વયં વ્યાસ સ્વમુખે કહે છે.

**ऋषिभिर्बहुलो लोकेपन्थानः प्रकटीकृताः ।**
**श्रमसाध्याश्च ते सर्वे प्रायः स्वर्गफलप्रदाः ॥**
**वैकुण्ठ साधकः पन्थाः स तु गोप्यो हि वर्तते ।**
**तस्यौद्रष्टा पुरुषः प्रायो भाग्येव लभ्यते ॥**

ઋષિઓએ સંસારમાં અનેક માર્ગો પ્રકટ કર્યા છે પણ તે બધા જ કષ્ટસાધ્ય છે અને પ્રાયઃસ્વર્ગની જ પ્રાપ્તિ કરાવનારા છે. અત્યાર સુધી ભગવાનની પ્રાપ્તિ કરાવનારો માર્ગ તો ગુપ્ત જ રહ્યો છે તે માર્ગેનો ઉપદેશ કરનાર પુરુષ પ્રાયઃ ભાગ્યથી જ મળે છે.

અનંત જન્મોની સાધના પછી પણ જે વાત દુર્લભ છે. એ વાત ભાગવત્ દ્વારા ભગવદ્પ્રાપ્તિનો પંથ સહજરૂપે અવતરીત થયો. એ વાત સ્પષ્ટ જણાય છે. ભાગવત મહાત્મ્ય પણ દર્શાવે છે

**किं श्रुतैं बहुभिः शास्त्रैः पुराणैश्च भ्रमावहैः ।**
**किं भागवतं शास्त्रं मुक्तिदानेनगर्जती ॥**

શ્રીમદ્ભાગવતનું શ્રવણ એ જ મુક્તિનો પરમ હેતુ છે. ભાગવત શબ્દનો સામાન્ય અર્થ ''ભગ્'' શબ્દમાં ''વત્'' પ્રત્યયે કરીને બનેલો છે. ''ભગ્'' એટલે જ્ઞાન, ઐશ્વર્ય, બલ, શક્તિ, વીર્ય, તેજ આ છ ગુણો. ''વત્'' પ્રત્યયનો અર્થ 'વાળો' અર્થાત્ આ અમોઘ છ ગુણો જેમાં રહેલા છે એવા જે પરમાત્મા તેનું જેમાં વર્ણન છે તે ગ્રંથ ભાગવતના નામથી પ્રસિદ્ધ છે. ભાગવતની અનેક લીલાઓ દ્વારા આ ષડ્રસો સાથે આ છ ગુણોનું પણ વર્ણન કરેલું છે. શ્રીમદ્ભાગવત અનેક નામોથી પ્રસિદ્ધ છે. તેમાં -

૧. ભાગવતી સંહિતા ૨. પારમહંસી સંહિતા ૩. વૈયાસિકી સંહિતા ૪. સાત્વતી સંહિતા ૫. સાત્વતી શ્રુતિ.

શ્રીમદ્ભાગવતમાં ૧૨ સ્કંધો, ૧૮૦૦૦ શ્લોકો, ૬૬ વિભિન્ન સ્તુતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે.

શ્રીમદ્ભાગવતમાં ભાગવતકારની ઉત્કૃષ્ટ શૈલી અને ભક્તિનાં તો દર્શન થાય જ છે, આ ઉપરાંત સાંખ્ય, યોગ, વેદાંત વગેરે વિચાર ધારાઓનું પ્રતિબિંબ પણ જોવા મળે છે.

ભાગવતની જ્ઞાન પરંપરા જોઈએ તો નારાયણ ભગવાને નારદ મુનિને કહ્યું, નારદજીએ વ્યાસમુનિને કહ્યું, વ્યાસજીએ શુકદેવજીને કહ્યું, શુકદેવજીએ પરીક્ષિતને કહ્યું, પછી નૈમિષારણ્યમાં યજ્ઞને વિશે સુતપુરાણીએ શૌનકાદિ ઋષિઓને કહ્યું,

**निगमकल्परोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् ।**
**पिबत भागवतं रसामालयं मुहूरहो रसिका भुवि भावुका ॥**

શ્રીમદ્ ભાગવત વેદરૂપ કલ્પવૃક્ષનું ઉત્તમોત્તમ પરિપક્વ ફળ છે. ફળ એટલે સાર. શ્રીમદ્ ભાગવત વેદો ઉપનિષદાદિ કલ્પવૃક્ષનો સાર છે. ભાગવતજીરૂપી આ ફળ પરિપક્વ અર્થાત્ સુમધુર છે. પિબતઃ આ સુમધુર ફળનું પાન કરવાનું કહે છે. સ્વભાવિક રીતે ફળને ખાઈ શકાય પીવાય કઈ રીતે ? પણ આ ફળ તો ''રસમાલય'' અર્થાત્ રસમય છે. તેમાં બીજ કે છાલ કશું જ ત્યાજ્ય નથી, બધુ જ ગ્રાહ્ય છે, માટે ભાગવતરૂપી ફળનું પાન કરવાનું કહ્યું છે. ભાગવતશાસ્ત્ર પુરુષોત્તમ ભગવાનના રસથી સભર ભર્યું છે.

માટે પ્રેમ અને ભાવપૂર્ણ હૃદયની આવશ્યકતા છે. કેવળ બુદ્ધિથી આ ગ્રંથનો પાર પામી શકાય નહી. મોટા આચાર્યોનો પણ એ જ મત છે. ભાગવતને સમજવા ભાગવતમય બનવું પડે અને મનુષ્યમાત્ર જ્યારે આ રીતે ગ્રંથનું શ્રવણ કરે તો સામાન્ય અને પામર જીવ પણ 'અભયત્વને' પ્રાપ્ત કરે. આ શ્રીમદ્‌ભાગવતનું અમૂલ્ય વરદાન છે.

પરીક્ષિતનું જ્યારે સાત દિવસ બાદ મૃત્યુ થવાનું હતું ત્યારે એમને ભાગવત કથાના શ્રવણથી અભયત્વની પ્રાપ્તિ થઈ. અમરત્વને પામેલા દેવતાઓ પણ અભયત્વને નથી પામ્યા અને અસુરોથી વારંવાર ડરતા રહ્યા છે. જ્યારે શ્રીમદ્‌ ભાગવતના શ્રવણથી પરીક્ષિત અભયત્વને પામે છે.

શ્રીસ્વામિનારાયણ ભગવાનને ભાગવત અતિ પ્રિય હતું. તેમાં પંચમ તથા દશમ સ્કંધ તેમને અતિ પ્રિય હતા. શિક્ષાપત્રીમાં ૯૮માં શ્લોકમાં પોતાનાં આશ્રિતોને આજ્ઞા કરી છે કે,-

श्रीमद्भागवतस्यैषु स्कंधौ दशमपंचमौ ।
सर्वाधिकतया ज्ञेयौ कृष्णमाहात्म्यबुद्धये ॥

શ્રીકૃષ્ણ પરમાત્માનું માહાત્મ્ય સમજવા માટે શ્રીમદ્‌ભાગવતનાં દશમ સ્કંધ અને પંચમ સ્કંધને સર્વથી અધિક જાણવા.

આ રીતે ભગવાન સ્વામિનારાયણે પણ સ્વાશ્રિતોને ભાગવતના અધ્યયન દ્વારા ભગવાનનું સર્વોત્કૃષ્ટ મહાત્મ્ય જાણવા માટે પંચમ અને દશમ સ્કંધનો પાઠ કરવાની વિશેષ આજ્ઞા આપી છે.

તેમાં દશમ સ્કંધ એ ભક્તિ શાસ્ત્ર છે. કારણ કે માહાત્મ્ય જ્ઞાન સહિત ભગવાનની વિશે અતિશય સ્નેહ તેને ભક્તિ કહેલી છે. અને એ ભક્તિ તો દશમ સ્કંધમાં સર્વત્ર ગોપીઓના સ્નેહરૂપે વર્ણવાયેલી છે. જે ગોપીઓના સ્નેહે મહાજ્ઞાની ઉદ્ધવજીને પણ ભકિતની સાચી દીક્ષા મળી. ભક્તિ વડે આશ્રય કરવા યોગ્ય એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેનું દશમ સ્કંધને વિશે વિસ્તારપૂર્વક વર્ણન કરેલું છે.

પંચમ સ્કંધમાં યોગનો સિદ્ધાન્ત સ્પષ્ટરૂપે નિરુપાયેલો છે. પરમાત્માનું ધ્યાન કરતાં ચિત્તવૃત્તિનો નિરોધ થવો એ જ રાજયોગ અર્થાત્ પોતાના ચિત્તને અખંડ પરમાત્મામાં જોડી દેવામાં આવે તે રાજયોગ કહેવામાં આવે છે.

ભગવાન સ્વામિનારાયણે પણ વિવિધ સ્થાનોમાં ઘણીવાર ભક્તજનોના સમૂહ આગળ પ્રાગજી પુરાણી તથા વિદ્વાન સંતોના મુખે ભાગવતજીની કથા વંચાવેલી છે. પોતે શ્રીમદ્‌ ભાગવતશાસ્ત્રના માધ્યમથી સંતો ભક્તો અને વિદ્વાનો સાથે અનેક વાર ગોષ્ઠિ કરેલી છે. એ વાતનું વચનામૃતમાં દર્શન થાય છે.

# વિષ્ણુસહસ્રનામ

- ચિંતન જોશી
(વેદાંતાચાર્ય, દર્શનમ્ અધ્યાપક)

कलौ भक्तिः कलौ भक्तिः कलौ भक्तिः गरीयसि ।

કળિયુગમાં વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરવાથી પણ જે ફળ પ્રાપ્ત નથી થતું, તે માત્રને માત્ર ભક્તિ કરવાથી પ્રાપ્ત થાય છે. કળિયુગમાં પરમાત્માને પ્રાપ્ત કરવા માટે ભક્તિ સર્વ શ્રેષ્ઠ સાધન છે. એ ભક્તિ નામ સ્મરણ વિના ક્યારેય સિદ્ધ થતી નથી.

ભગવાન વેદવ્યાસના અનુગ્રહથી આપણને ભગવાનના અનેક સ્વરુપ-લીલાને વર્ણવતા હજાર નામો પ્રાપ્ત થયા છે. મહાસાગરના પેટાળમાં રત્નોની અપારતાને કારણે તેને રત્નાકર કહ્યો છે, તે જ રીતે મહર્ષિ વેદવ્યાસે મહાભારત ગ્રંથને અનેક રત્નોથી ભરી દીધો છે. ભગવાન વેદવ્યાસે સદાચરણ અને સદ્‌વિચારોરુપી રત્નમાળાની રચના કરીને મહાભારતરુપી અમૂલ્ય ભેટ આપી છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, ભીષ્મસ્તુતિ, મનુસ્મૃતિ અને શ્રીવિષ્ણુસહસ્રનામસ્તોત્ર જેવા મહારત્નો ઉપરાંત સુભાષિતો તો સંવાદે સંવાદે પ્રાપ્ત થાય છે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જીવન જીવવાનું શિખવે છે, તો શ્રીવિષ્ણુસહસ્રનામ જીવન કોને કહેવાય એ શિખવે છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા કર્મ, જ્ઞાન અને ભક્તિનો સમન્વય કરતાં શીખવે છે, તો વિષ્ણુસહસ્રનામ સત્કર્મના

અનુષ્ઠાનથી પ્રાપ્ત થતા ભગવાનનું નિરુપણ કરે છે.

મહાભારતનાં અનુશાસન પર્વનાં ૧૪૯માં અધ્યાયમાં આવેલું આ સ્તોત્ર જીવનનું અનુશાસન કેવું હોવું જોઈએ ? તેનો સ્પષ્ટ નિર્દેશ કરે છે.

''हरेर्नामैव हरेर्नामैव हरेर्नामैव केवलम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥''

હરિનામસ્મરણ સર્વશાસ્ત્રોનો સાર છે. તેમજ શ્રીવિષ્ણુસહસ્રનામ પણ સર્વશાસ્ત્રોનો સાર છે. ભગવાનના એક હજાર નામ ફક્ત નામ જ નથી પરંતુ આ એક હજાર નામ પરમાત્માના અસીમ સામર્થ્યના સૂચક છે. શ્રીજી મહારાજ શિક્ષાપત્રીમાં કહે છે, ''माहात्म्यज्ञानयुगभूरि स्नेहो भक्तिश्च माधवे ।''

ભગવાનના વિષ્ણુ એ નામમાં પરમાત્માની સર્વવ્યાપકતા પ્રગટ થાય છે, તો સિદ્ધાર્થ એ નામથી અષ્ટસિદ્ધિઓ પરમાત્માના ચરણારવિંદને પખાળે છે. અનંત એ નામ પરમાત્માનું આનંત્ય નિરુપીને મહિમા અને સ્વરુપનું જ્ઞાન વર્ણવે છે.

પરમ પિતા અસીમ છે. તેની અસીમતાના જ્ઞાન માટે તે પોતે જ સાધન છે, માટે તેનું નામ સ્મરણ કરનાર જ તેને જાણી શકે છે. ઉપનિષદો કહે છે, જે આ નારાયણનું નામ સ્મરણ કરે છે તે નારાયણમય બની જાય છે.

''स विष्णुरेव भवति, स विष्णुरेव भवति ।''

સંસ્કૃત વાંગમયના કવિરાજ બાણભટ્ટ પોતાની કાદમ્બરી નામનાં નાટકમાં કહે છે કે,

''॥ अविच्छिन पाठ्यमाण नारायणनामसहस्त्रम् ॥''

આ આશ્રમમાં નારાયણનાં હજાર નામનો નિરન્તર પાઠ થતો. જ્યાં શ્રીવિષ્ણુસહસ્રનામનો પાઠ થાય છે તે ઘર પણ એક ઋષિનો આશ્રમ બની જાય છે. સહસ્રનામનો પ્રભાવ અપરિમિત છે અને જીવનમાં બધું જ કર્યા પછી કરવા જેવું પણ એ જ છે. ભગવદ્પાદ શ્રીશંકરાચાર્યજી કહે છે કે,

॥ गेयं गीता नामसहस्त्रं ध्येयं श्रीपतिरुपमजस्त्रम ॥

આ જગતમાં ગાન કરવા જેવું જો કોઈ હોય તો તે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અને શ્રીવિષ્ણુસહસ્રનામ છે અને ધ્યાન કરવા જેવું જો કોઈ હોય તો તે ભગવાન નારાયણનું સ્વરૂપ છે.

આ સ્તોત્રનાં શુદ્ધ ઉચ્ચારણ માત્રથી પરમાત્માનાં સામીપ્યની અનુભૂતિ થાય છે. હૃદયનાં શુદ્ધભાવ જ્યારે હોઠથી શ્રીહરિનાં નામ સાથે છલકાઈ છે ત્યારે આત્મોન્નતિનો માર્ગ પ્રારંભ થાય છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ભગવાનની શ્રીવાણી છે તો વિષ્ણુસહસ્રનામ શ્રીહરિનું સ્વરૂપ છે.

વૈદિક પરંપરાથી લઈને આધુનિક પરંપરાનું કોઈ સ્વરૂપ એવું નથી કે જેનું નિરૂપણ આ સ્તોત્રમાં ન સમાયું હોય. આ સ્તોત્ર આપણને આપણાં ક્ષુદ્ર અને નાશવંતરૂપમાંથી મુક્ત કરી ભગવાન નારાયણનાં અનંત અને અવિનાશી નામરૂપમાં રમતા કરી દે છે. પરમાત્માના આનન્ત્યનો સાક્ષાત્કાર કરાવનાર આ સહસ્ર નામ છે.

વિષ્ણુસહસ્રનામ સ્તોત્ર કેવળ જપયજ્ઞ જ નથી. જે સાધક પરમાત્માની આ દિવ્ય વીણાને ઝંકૃત કરે છે. તેનું જીવન સુસંસ્કૃત થયા વિના રહેતું નથી. અનંત એવા પરમાત્માનાં નામોચ્ચાર માત્રથી પામર જીવ અનંત બની જાય છે.

ભગવાન વિષ્ણુનાં સહસ્રનામોની વિચારણાં કરતાં એવું લાગે કે મહર્ષિ વ્યાસે સહસ્રનામ દ્વારા ભારતીય સંસ્કૃતિ અને સાધનાનાં સારતત્ત્વનું આલેખન કર્યું હોય. વ્યાસ ભગવાને શ્રીમદ્ ભગવદ્‌ગીતા જેમ શ્રીકૃષ્ણ અને અર્જુનનાં મુખે નિરૂપીને વિશિષ્ટ પ્રતિભા દાખવી છે, તેવી જ પ્રતિભા તેમણે વિષ્ણુસહસ્રનામનો પાઠ ભગવાનનાં પરમ ભક્ત અને શસ્ત્રવિદ્ પિતામહ ભીષ્મ પાસે કરાવીને કરાવ્યો છે. સ્વયં ભગવાન શ્રીકૃષ્ણએ ભીષ્મપિતામહની મહાનતાનો સુપેરે પરિચય કરાવ્યો છે.

યુધિષ્ઠિર યુદ્ધ પછી હતાશ થાય છે ત્યારે શ્રીકૃષ્ણ સલાહ આપતા કહે છે કે ''કૌરવોમાં ધુરંધર ભીષ્મનો આ પૃથ્વી પરથી જ્યારે અસ્ત થશે ત્યારે તેમની સાથે સર્વપ્રકારનાં જ્ઞાનનો અસ્ત થશે, માટે હું તમને કહું છું કે તેમની પાસે જઈને જ્ઞાનોપદેશ ગ્રહણ કરો.''

શ્રીકૃષ્ણના વચનો સાંભળી યુધિષ્ઠિર દાદા પાસે જાય છે. દાદા પોતાનાં પુત્રને વિષ્ણુસહસ્રનામનો ઉપદેશ ઉપદેશોનાં સારરૂપે છેલ્લે આપે છે.

મહાભારત અંતર્ગતભગવાન નારાયણના એક હજાર નામયુક્ત આ નાનકડા સ્તોત્રને ભગવાન શ્રી સ્વામિનારાયણે પોતાના ઈષ્ટ આઠ સત્‌શાસ્ત્રોમાં પોતાની પસંદગી આપી છે એજ આપણા સૌ માટે આનંદનો વિષય છે. આ સ્તોત્રના નિત્ય નિયમિત પાઠ કરવા જોઈએ.

❑

# શ્રીમદ્ ભગવદ્ગીતા

શાસ્ત્રી નિરંજનદાસ

''गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिः सृता ॥''

આ સંપૂર્ણ વિશ્વમાં દરેક મનુષ્ય સુખ અને શાંતિ મેળવવા માટે જ પ્રયત્નો કરે છે. પછી તે ભૌતિક સુખ હોય કે આધ્યાત્મિક સુખ. અત્યાર સુધી માણસે ભૌતિકસાધન-સંપત્તિમાંથી સુખ મેળવવાના જેટલા પ્રયત્નો કર્યા છે, તેટલો જ તે દુ:ખી થયો છે. માટે શાશ્વતસુખનો આધાર એ ભૌતિક સંપત્તિ નહિ, પણ આધ્યાત્મિક સંપત્તિ જ છે અને એ આધ્યાત્મિક સંપત્તિનો ભરપૂર ખજાનો એટલે શ્રીમદ્ ભગવદ્ગીતા.

શ્રીમદ્ ભગવદ્ગીતા એ તો ભગવાનનો શ્વાસ છે, હૃદય છે તથા ભગવાનની વાઙ્મયી મૂર્તિ છે. આમાં સકળ વેદોના સારનો સહજતાથી સંગ્રહ કરી લેવામાં આવ્યો છે. આ ગ્રન્થનો નિરંતર અભ્યાસ કરતા રહેવા છતાંય રોજેરોજ નવા નવા ભાવો ઊપજતા રહે છે, માટે આ ગ્રન્થ હંમેશા નવીનતાથી ભર્યો-ભર્યો જ રહે છે. આ ગ્રન્થનું એકાગ્રચિત્તે શ્રદ્ધા તથા ભક્તિ સાથે ચિંતન કરવાથી પદે પદે છુપાયેલા પરમ રહસ્યનું ઉદ્ઘાટ્ન થતુ રહે છે. સ્વયં શ્રીજી મહારાજ પણ શિક્ષાપત્રીમાં લખતા કહે છે કે ''શ્રીરામાનુજાચાર્યે કર્યું એવું જે શ્રીમદ્ ભગવદ્ગીતાનું ભાષ્ય એ અમારું અધ્યાત્મશાસ્ત્ર છે''

કર્મની ભાગીરથી, ભક્તિની યમુના અને જ્ઞાનની સરસ્વતી સમાન શ્રીમદ્ ભગવદ્ગીતા હજારો વર્ષથી અનેક મનુષ્યોના જીવનમાં પ્રેરણાનો પ્રકાશ પાથરતી આવી છે. પુણ્યસલિલા શ્રીમદ્ ભગવદ્ગીતાનો સમગ્ર પ્રવાહ તો પાવનકારી છે જ, તેમ છતાં જેમ કોઈ નદીના કોઈ કોઈ ઘાટ પર ક્યાંક ક્યાંક મહાન તીર્થ સર્જાય જાય છે, તેમ શ્રીમદ્ ભગવદ્ગીતાના કોઈ કોઈ શ્લોકનું આચરણ તો માનવ માત્રના જીવનને એક મહાન તીર્થ બનાવી દે છે. શ્રીમદ્ ભગવદ્ગીતા જેવી જીવનસંજીવની જડીબુટ્ટી તો આ ભારતભૂમિમાં જ પાકે છે. આથી જ તો કોઈકે કહ્યું છે કે...

''અહીં એક કૂવો ખોદો તો આખી સરિતા નીકળે,
એક શબ્દ શોધો તો આખી સંહિતા નીકળે
કંઈક જુદી તાસીર છે આ ભારતભૂમિની,
કે જ્યાં મહાભારત વાવો તો ગીતા નીકળે''

શ્રીમદ્ ભગવદ્ગીતાનો વ્યુત્પત્તિપરક અર્થ જોઈએ તો ''भगवता गीता इति भगवद्गीता'' એ વ્યુત્પત્તિ અનુસાર પરમકૃપાળુ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન દ્વારા ગવાયેલી વાણી એટલે ભગવદ્ગીતા. ''श्रीमती नाम श्रीयुक्ता चासौ भगवद्गीता च इति श्रीमद्भगवद्गीता'' એ વ્યુત્પત્તિ અનુસાર મંગલ કહેતા પરમ કલ્યાણ કરનારી ભગવાનની વાણી એટલે શ્રીમદ્ ભગવદ્ગીતા. બીજી રીતે કહીએ તો શ્રીમદ્ ભગવદ્ગીતા એટલે લીલા પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રની પરાવાણી, કે જેનું સંકલન કરી ભગવાન શ્રીવેદવ્યાસજીએ અનેક જીવોના ઉદ્ધાર માટે પોતાના મહાભારત નામના ગ્રન્થના ભીષ્મપર્વમાં પ્રગટ કરી.

ભક્તિની ભાગીરથી સમાન આ શ્રીમદ્ ભગવદ્ગીતામાં કુલ ૭૦૦ શ્લોકો છે, કે જેને ૧૮ અધ્યાયોમાં વિભાજીત કરવામાં આવ્યા છે. ૧ થી ૬ અધ્યાયોને કર્મયોગ, ૭ થી ૧૨ અધ્યાયોને ભક્તિયોગ તથા ૧૩ થી ૧૮ અધ્યાયોને જ્ઞાનયોગ તરીકે ઓળખવામાં આવે છે.

શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રથમ અધ્યાયમાં પોતાના સમ્બન્ધિઓને જોઈ અર્જુનને થયેલા વિષાદનું વર્ણન હોવાથી આ અધ્યાયને ''અર્જુનવિષાદયોગ'' તરીકે ઓળખવામાં આવે છે. બીજા અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને શરીરથી પૃથક્ એવા આત્મતત્ત્વનો એટલે કે સાંખ્યજ્ઞાનનો ઉપદેશ આપતા હોવાથી આ અધ્યાયને ''સાંખ્યયોગ'' તરીકે ઓળખવામાં આવે છે. ત્રીજા અધ્યાયમાં ભગવાન અર્જુનને કર્મનું સ્વરૂપ તથા કર્મનું માહાત્મ્ય કહેતા હોવાથી આ અધ્યાયને ''કર્મયોગ'' તરીકે ઓળખવામાં આવે છે. ચોથા અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને જ્ઞાન તથા કર્મનો પરમાત્મામાં સંન્યાસ કરવાનું કહેતા હોવાથી આ અધ્યાયને ''જ્ઞાનકર્મસંન્યાસયોગ'' તરીકે ઓળખવામાં આવે છે. પાંચમાં અધ્યાયમાં સમગ્ર કર્મનો પરમાત્મામાં સંન્યાસ કરવાનું કહ્યું હોવાથી આ અધ્યાયને ''કર્મસંન્યાસયોગ'' તરીકે કહેવામાં આવે છે. જ્યારે છઠ્ઠા અધ્યાયમાં આત્માનો સંયમ કરી પરમાત્મામાં

જોડવાનુ કહ્યું હોવાથી આ અધ્યાયને "આત્મસંયમયોગ" તરીકે ઓળખવામાં આવે છે.

સાતમાં અધ્યાયમાં વિજ્ઞાન કહેતા વિશેષ જ્ઞાનસહિત ભગવત્તત્ત્વના જ્ઞાનનું નિરૂપણ કર્યું હોવાથી આ અધ્યાય "જ્ઞાનવિજ્ઞાનયોગ" તરીકે ઓળખાય છે. આઠમાં અધ્યાયમાં અક્ષર, બ્રહ્મ, અધ્યાત્મ તથા કર્મ વગેરે તત્ત્વોનું વર્ણન કર્યું હોવાથી આ અધ્યાયને "અક્ષરબ્રહ્મયોગ" તરીકે ઓળખવામાં આવે છે. નવમાં અધ્યાયમાં ભગવાને ગોપનીય એવી રાજવિદ્યા કહેતા શ્રેષ્ઠ વિદ્યાનું વિસ્તૃત વર્ણના કર્યું હોવાથી આ અધ્યાયનો "રાજવિદ્યારાજગુહ્યયોગ" તરીકે કહેવામાં આવે છે. દસમાં અધ્યાયમાં ભગવાને પોતાની વિભૂતિઓનું અર્થાત્ ઐશ્વર્યોનું નિરૂપણ કર્યું હોવાથી આ અધ્યાયને "વિભૂતિયોગ" તરીકે ઓળખવામાં આવે છે. અગિયારમાં અધ્યાયમાં ભગવાન અર્જુનને પોતાના વિશ્વરૂપનું દર્શન કરાવતા હોવાથી આ અધ્યાય "વિશ્વરૂપદર્શનયોગ" એવા નામથી પ્રસિદ્ધ છે. બારમાં અધ્યાયમાં અનન્ય ભક્તિયુક્ત ભગવદ્ભક્તો જ ભગવાનને વિશેષ પ્રિય છે એવું વર્ણન કર્યું હોવાથી આ અધ્યાયને "ભક્તિયોગ" તરીકે ઓળખવામાં આવે છે.

તેરમાં અધ્યાયમાં ક્ષેત્ર કહેતા શરીરનું સ્વરૂપ, ક્ષેત્રજ્ઞ અર્થાત્ જીવાત્માના સ્વરૂપનું વિશેષ નિરૂપણ હોવાથી આ અધ્યાય "ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ" એવા નામથી ઓળખાય છે. ચૌદમાં અધ્યાયમાં સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણ આ ત્રણે ગુણોનાં સ્વરૂપનું વર્ણન કર્યું હોવાથી આ અધ્યાયને "ગુણત્રયવિભાગયોગ" તરીકે ઓળખવામાં આવે છે. પંદરમાં અધ્યાયમાં ભગવાને સ્વયં પોતાના પુરુષોત્તમપણાની વાત કરી હોવાથી આ અધ્યાય "પુરુષોત્તમયોગ" એવા નામથી પ્રસિદ્ધ છે. સોળમાં અધ્યાયમાં દૈવી તથા આસુરી જીવોની વાત કરી હોવાથી આ અધ્યાયને "દૈવાસુરસમ્પદ્વિભાગયોગ" એવા નામથી ઓળખવામાં આવે છે. સત્તરમાં અધ્યાયમાં ભગવાને ત્રણ પ્રકારની શ્રદ્ધાની વાત કરી હોવાથી આ અધ્યાય "શ્રદ્ધાત્રયવિભાગયોગ" એ નામે પ્રસિદ્ધ છે. જ્યારે અઢારમાં અધ્યાયમાં જ્ઞાન, કર્મ, કર્તા, બુદ્ધિ, ધૃતિ તથા સુખનાં સ્વરૂપનું વર્ણન કરી અંતે મોક્ષનો પણ પરમાત્મામાં સંન્યાસ કરવાની વાત કરી હોવાથી આ અધ્યાયને "મોક્ષસંન્યાસયોગ" તરીકે ઓળખવામાં આવે છે.

જો બધા મનુષ્યો ભગવદ્ગીતામાં કહેલા ઉપદેશોને યોગ્ય રીતે અનુસરે, તો તે જીવનનાં બધા જ દુઃખો તથા ચિંતાઓથી રહિત થઈ અંતે પરમાત્માના ધામને પામે છે.

અંતમાં...

"सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥"

# વિદુરનીતિ

- યોગેશ પંડ્યા
(વ્યાકરણાચાર્ય, દર્શનમ્ અધ્યાપક)

વિદુરજી કૌરવો અને પાંડવોના કાકા તથા ધૃતરાષ્ટ્ર અને પાંડુનાં ભાઈ હતા. તેમનો જન્મ મહર્ષિ વેદવ્યાસ તથા રાણી અંબિકાની દાસીથી થયો હતો. એક માન્યતા મુજબ તેઓને ધર્મરાજનાં અવતાર પણ માનવામાં આવે છે. તેઓ નીતિમાં પારંગત અને રાજકારણમાં પરમ પ્રવીણ હતા. હસ્તિનાપુર રાજ્યના તેઓ પ્રધાનમંત્રી હતા. પાંડવો માટે ભગવાન શ્રીકૃષ્ણ પછી સૌથી વધુ વિશ્વાસુ સલાહકાર પણ વિદુરજી હતા. વિદુરે આપેલી સલાહ અને સમજ વિદુરનીતિ તરીકે પ્રખ્યાત છે.

**વિદુરનીતિની પૂર્વભૂમિકા :-** પાંડવોએ ૧૩માં વર્ષનાં અજ્ઞાત વનવાસ પછી કૌરવો પાસેથી પોતાનાં ભાગમાં આવતા રાજ્યની માંગણી કરી પરંતુ દુર્યોધને - "सूच्यग्रं नैव दास्यामि" આવું કહીને બિલકુલ ના પાડી દીધી. પાંડવોને સમજાવવા રાજા ધૃતરાષ્ટ્ર સંજયને વિરાટનગર મોકલે છે ત્યારે પાંડવોએ સંજયને કહ્યું કે, 'અમારે અમારા ભાગમાં આવતું અડધુ રાજ્ય પણ જોઈતું નથી. ફક્ત આજીવિકા માટે પાંચ ગામડાઓ જ જોઈએ છે.'

આવી પાંડવોની ઈચ્છા જાણી સંજય ફરી ધૃતરાષ્ટ્ર રાજાને મળે છે. ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે - સંજય ! શું થયું? પાંડવોએ તમને શું કહ્યું ? ત્યારે સંજય બોલ્યા, "હે રાજન્! પાંડવોએ મને જે પણ કહ્યું છે તે હું આવતી કાલે સભામાં કહીશ." આટલું કહી સંજય તો ચાલ્યા ગયા, પણ આ બાજુ ધૃતરાષ્ટ્રને ચેન પડતું નથી.

મનમાં ઉદ્વેગ ચાલે છે. એટલા માટે ધૃતરાષ્ટ્રએ વિદુરજીને બોલાવ્યા અને વિદુરજી અને ધૃતરાષ્ટ્ર વચ્ચે જે સંવાદ થયો એ જ આ "વિદુરનીતિ"ના નામથી પ્રસિદ્ધ છે.

ભગવાન વેદ વ્યાસ રચિત મહાભારત ગ્રંથનાં પાંચમાં ઉદ્યોગપર્વમાં એક નાનું 'પ્રજાગર' પર્વ છે. તે પ્રજાગરપર્વ એટલે ધૃતરાષ્ટ્રને સંબોધીને વિદુરજીએ કહેલી 'વિદુરનીતિ.'

'વિદુર' શબ્દનો અર્થ છે 'જે દૂરનું જાણે છે' અથવા 'જે વિશિષ્ટ જાણે છે તે.' અને 'નીતિ' શબ્દનો અર્થ છે. ''ऊर्ध्वं नीयते अनया इति नीतिः'' અર્થાત્ જે શાસ્ત્ર દ્વારા મનુષ્યનું જીવન ઉત્તરોત્તર પ્રગતિને પામે તેને નીતિશાસ્ત્ર કહેવાય. બૃહસ્પતિનીતિ, શુક્રાચાર્યનીતિ, ચાણક્યનીતિ, અંગદનીતિ આદિક ઘણાં નીતિશાસ્ત્રો છે. છતાં પણ ભગવાન શ્રી સ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં પોતાને અભીષ્ટ એવા આઠ સચ્છાસ્ત્રોમાં 'વિદુરનીતિ'ને સ્થાન આપ્યું છે. કારણ કે આ 'નીતિશાસ્ત્ર'નો ઉપદેશ ભગવાનના અનન્ય ભક્ત એવા વિદુરજીનાં મુખેથી થયેલો છે અને તમામ નીતિશાસ્ત્રોનો સારરૂપ ગ્રંથ છે.

વિદુરનીતિ ઉપર સદ્‌ગુરુશ્રી બ્રહ્માનંદ સ્વામીએ 'નીતિપ્રકાશ' નામનો વ્યાખ્યાત્મક ગ્રંથ રચેલો છે. વિદુરનીતિ આઠ અધ્યાયોમાં વિભક્ત છે. જે જીવનની તમામ સમસ્યાઓને દૂર કરવાનાં સચોટ ઉપાયો દર્શાવે છે.

શ્રીમત્સંત્સંગિજીવનનાં ત્રીજા પ્રકરણનાં ૪૦માં અધ્યાયમાં આ વિદુરનીતિનું માહાત્મ્ય સ્વયં શ્રીજીમહારાજનાં મુખેથી વર્ણવેલું છે. પૂજાજી, વાસ્તાખાચર, સૂરાખાચર અને હેમન્તસિંહ વગેરે ભક્તો મહારાજને પ્રશ્ન કરે છે. ''હે સ્વામિન્ ! અમો સર્વે નિરંતર પ્રવૃત્તિ ધર્મમાં રહીને તમારા આશ્રિત થયા છીએ. તમારા આશ્રિત એવા અમારે સર્વપ્રકારે કરવા યોગ્ય કર્મ અને ન કરવા યોગ્ય અકાર્ય તેને વિષે બોધ આપો.'' ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા -

''ये पण्डिता इति प्रोक्ताः सच्छास्त्रेषु च साधवः ।
तेषां तद्वचनं तत्तु कार्यमेवेति निश्चितम् ॥''

હે રાજાઓ ! સત્શાસ્ત્રોમાં જેને પંડિતો અને સાધુઓ કહ્યા છે તેમનું જે વાંચન છે તે જ કરવા યોગ્ય છે.

''पण्डितानां च मूर्खाणां लक्षणानि सविस्तरम् ।
कार्याऽकार्ये च विदुरो धृतराष्ट्रं पुराऽवदत् ॥''

પંડિતો, મૂર્ખોનાં લક્ષણો, કાર્ય અને અકાર્ય કર્મ વિશે વિદુરજીએ ધૃતરાષ્ટ્ર પ્રત્યે વિસ્તાર સહિત કહ્યાં છે.

વિદુરનીતિનો મહિમા સમજાવતા શ્રીજીમહારાજ કહે છે કે,

''प्रोक्ता विदुरनीतिः सा गृहिणां त्यागिनां हिता ।
तामभ्यस्य ततो ज्ञेयः कार्याऽकार्य विनिर्णयः ॥''

સમગ્ર નીતિશાસ્ત્રોમાં વિદુરજીએ કહેલો નીતિગ્રંથ મેં શ્રેષ્ઠ માનેલો છે. આ વિદુરનીતિ ગૃહસ્થો અને ત્યાગીઓ માટે હિત કરનારી છે. તેનો અભ્યાસ કરી કાર્ય અને અકાર્યનો નિર્ણય કરવો.

''सर्वेषां नीतिशास्त्राणां सारो वैदुरिको नयः ।
तेनैव वर्तमानानां युष्माकं सर्वतः सुखम् ॥''

સમગ્ર નીતિશાસ્ત્રોમાં વિદુરનીતિ શ્રેષ્ઠ છે. તે પ્રમાણે વર્તતા તમો સર્વેને સર્વપ્રકારે સુખ જ થાય.

**ગ્રંથસ્વરૂપ :-** આ વિદુરનીતિમાં આઠ અધ્યાયો છે.

**પ્રથમ અધ્યાયમાં વર્ણિત વિષયો :-** સંજયનાં વાક્યો સાંભળવાથી ઉદ્વિગ્ન ધૃતરાષ્ટ્રનું દ્વારપાલ દ્વારા વિદુરજીનું આહ્વાન. વિદુરજીનું આગમન તથા વિદુરજી અને ધૃતરાષ્ટ્ર વચ્ચેનો સંવાદ.

**દ્વિતીય-અધ્યાય :-** કર્તવ્ય કર્મ અને અકર્તવ્યકર્મ વિશે વિસ્તૃત બોધ.

**તૃતીય-અધ્યાય :-** ધૃતરાષ્ટ્ર દ્વારા ધર્મ અને અર્થ સંબન્ધી પ્રશ્ન. તેના સમાધાનસ્વરૂપે વિદુરજી દ્વારા 'કેશિની, વિરોમન અને સુધન્વા'નાં સંવાદોનાં માધ્યમથી ઈતિહાસનું કથન. ભૂમિને ખરીદવા માટે અસત્ય બોલવાનું ફળ, મદ્યપાનાદિકનો નિષેધ, અયોગ્ય પુરુષોનાં લક્ષણ, બ્રહ્મહત્યા સમાન પાપીઓની ગણના.

**ચતુર્થ-અધ્યાય :-** ઉત્તમકુળનાં લક્ષણો તથા ધૃતરાષ્ટ્રની ઉદ્વિગ્નતા હટાવવા વિદુરજીનો નીતિવિષયક બોધ.

**પંચમ-અધ્યાય :-** સત્તર પ્રકારનાં મૂર્ખોની ગણના, વ્યવહાર ધર્મનું નિરૂપણ, ધૃતરાષ્ટ્ર દ્વારા આયુષ્ય વિષેનાં પ્રશ્નો તથા વિદુરજી દ્વારા આયુષ્યનાશક કારણોનો ઉપદેશ.

**છઠ્ઠો-અધ્યાય :-** વૃદ્ધોનો સત્કાર, સત્કાર કરવા માટે અયોગ્ય વ્યક્તિનું નિરૂપણ, વેંચવા યોગ્ય અને ન વેંચવા યોગ્ય વસ્તુનો નિર્દેશ, ભિક્ષુકનાં લક્ષણો, તપસ્વીનાં લક્ષણો તથા રાજનીતિનો ઉપદેશ.

**સાતમો-અધ્યાય :-** અસામયિક વિષયોની નિન્દા, નીચ પુરુષોનાં સંગ ત્યાગનો ઉપદેશ તથા જ્ઞાતિ-ભેદથી થતા દોષોનું વર્ણન.

**આઠમો-અધ્યાય :-** વિદ્યાર્થીઓનાં સાત દોષોનું નિરૂપણ, ઘરમાં નિત્ય રાખવા યોગ્ય વસ્તુઓનો નિર્દેશ, વૈરાગ્ય-ઉપદેશ, ધૈર્ય દ્વારા ઈન્દ્રિય જપનો ઉપદેશ તથા ચારેય વર્ણોનાં ધર્મોનું વિવેચન. ❑

# શ્રી વાસુદેવમાહાત્મ્ય

- શાસ્ત્રી યજ્ઞવલ્લભદાસ

પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણ ભગવાન શ્રી સ્વામિનારાયણ કળિકાળમાં પ્રગટ થયા. તેમના પ્રાગટ્યનો હેતુ અનેક જીવોને બ્રહ્મરુપ કરી આત્યંતિક મુક્તિ દેવાનો હતો. તેઓએ ખૂબ જ નાની વયે પોતાની અગાધ દિવ્ય શક્તિથી સર્વ શાસ્ત્રોનો તલસ્પર્શી અભ્યાસ કર્યો. માત્ર અગિયાર વર્ષની કોમળ વયે ઘરનો ત્યાગ કરી સાત વર્ષ સુધી સતત વિચરણ કરી અનેક મઠો, મંદિરો, આશ્રમો, સંતો, મહંતો, સન્યાસીઓ, સંપ્રદાયો તથા તેમના અનુયાયીઓના સંપર્કમાં આવ્યા અને તેઓને બરાબર જાણ્યા.

તેમના આ સાત વર્ષના વિચરણમાં પોતાની સૂક્ષ્મ અવલોકન શક્તિ વડે ભારતના વિવિધ ધર્મો અને તેઓના તત્ત્વજ્ઞાનમાં પ્રવેશેલ ધર્મ-અધર્મને જાણી લીધા. પોતાના આ બહોળા અનુભવના નિચોડરુપે ગુજરાતમાં આવી ઉદ્ધવ સંપ્રદાયની સ્થાપના કરી. પોતાના આ વિશિષ્ટ સંપ્રદાયમાં બધુ જ વિશિષ્ટ હતું. તેમના શાસ્ત્રો, મંદિરો, સાધુઓ, અનુયાયીઓ, આચાર્યો વગેરે સર્વ બાબતો વિશિષ્ટ હતી.

ભગવાન શ્રી સ્વામિનારાયણે પોતાના આશ્રિતો માટે કરેલા શાસ્ત્રોની પસંદગી ઉત્કૃષ્ટ હતી. "અમને જેવા વ્યાસજીના વચનમાં વિશ્વાસ તેવો બીજામાં નહીં" પોતાના આ વચનો પ્રમાણે તેમણે વ્યાસજીએ રચેલા અનેક ગ્રંથોમાંથી છ શાસ્ત્રો અલગ તારવ્યા. જેમાંનું એક શાસ્ત્ર એટલે 'શ્રીવાસુદેવમાહાત્મ્ય.'

ભગવાન વેદવ્યાસજી દ્વારા બ્રહ્મસુત્ર, અઢાર પુરાણ, શ્રીમદ્ ભાગવત જેવા અનેક ગ્રંથોની રચના થઈ. આ ગ્રંથોમાના અઢાર પુરાણોમાંનું તેરમું અને સૌથી મોટું પુરાણ છે સ્કંદ પુરાણ. આ સ્કંદ પુરાણમાં કુલ ૮૧,૦૦૦ શ્લોકોની રચના કરી સાત ખંડોમાં વિભાજિત કરવામાં આવ્યા છે. જે વાલખિલ્ય, બ્રહ્મોત્તર, કાશી, રેવા, કેદાર, પ્રભાસ અને વિષ્ણું આ સાત ખંડોનો સમાવેશ થાય છે.

આ સાત ખંડોમાનો અંતિમ વિષ્ણુ ખંડ કુલ ત્રણ કાંડમાં વિભાજિત છે, જે કર્મકાંડ, જ્ઞાનકાંડ અને ઉપાસનાકાંડના નામથી ઓળખાય છે. આ ત્રણ કાંડમાંથી ઉપાસનાકાંડને આપણે 'શ્રીવાસુદેવમાહાત્મ્ય'ના નામથી ઓળખીએ છીએ. જેમાં ૩૨ અધ્યાયો અને ૧૪૧૭ શ્લોકોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

વાસુદેવમાહાત્મ્ય ગ્રંથનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે 'ભગવાન નારાયણની ઉપાસના પ્રવર્તાવવી.' જીવને શ્રેષ્ઠ ફળની પ્રાપ્તિ થાય અને પુરુષોત્તમનારાયણને પામે એ આ ગ્રંથનું મુખ્ય પ્રયોજન છે. શ્રદ્ધાવાળઓ મુમુક્ષુ આ ગ્રંથના અધિકારી છે. માયાના અષ્ટાવરણપાર ભગવાનના દિવ્ય ધામને પામવું એ આ ગ્રંથનું ફળ છે.

આપણા સાંપ્રદાયિક ગ્રંથોમાં વાસુદેવમાહાત્મ્ય ગ્રંથનો ઉલેખ શિક્ષાપત્રી શ્લોક નં. ૯૪ માં, વચનામૃત ગ. પ્ર. ૨૩, ગ. મધ્ય. ૨૨ અને ૨૮, લો. ૯ તથા સત્સંગિજીવનમાં પ્રકરણ ૪- અધ્યાય ૪૫ - શ્લોક નં. ૭ વગેરે જગ્યાએ જોવા મળે છે.

આ વાસુદેવ મહાત્મ્ય ગ્રંથનું માહાત્મ્ય સ્વયં શ્રીજી મહારાજ પોતાના મુખથી કહેતા કહે છે કે...

"શ્રીવાસુદેવમાહાત્મ્ય નામે જે ગ્રંથ તે અમને અતિશય પ્રિય છે; કેમ જે, ભગવાનના ભક્તને ભગવાનને ભજ્યાની જે રીતિ તે સર્વે એ ગ્રંથમાં કહી છે. (ગ.પ્ર.૨૩)

જ્ઞાન તો એમ થાય જે, જો બૃહદારણ્ય, છાંદોગ્ય, કઠવલ્લી આદિક જે ઉપનિષદ્ તથા ભગવદ્ગીતા તથા વાસુદેવમાહાત્મ્ય તથા વ્યાસસૂત્ર ઈત્યાદિક ગ્રંથનું સદ્ગુરુ થકી શ્રવણ કરે તો જ્ઞાન ઊપજે. (લો. ૯)

"શ્રીવાસુદેવમાહાત્મ્યને વિશે એકાંતિક ભક્તના ધર્મ કહ્યા છે જે, 'એકાંતિક ભક્ત હોય તે પોતાનું રૂપ દેહ માને નહિ ને પોતાને ચૈતન્ય રૂપ માને અને સ્વધર્મ, જ્ઞાન ને વૈરાગ્ય તેણે સહિત ભગવાનની ભક્તિ કરે ને એક ભગવાન વિના બીજા કોઈ પદાર્થની વાસના રાખે નહિ.' (ગ.મ. ૨૨)

પછી દવે પ્રાગજીએ કહ્યું જે, 'શ્રીમદ્ ભાગવત્ જેવો કોઈ ગ્રંથ નથી.'' પછી શ્રીજી મહારાજ બોલ્યા જે, "શ્રીમદ્ ભાગવત તો સારું જ છે પણ સ્કંદ પુરાણને વિષે શ્રીવાસુદેવમાહાત્મ્ય છે તે જેવો કોઈ ગ્રંથ જ નથી, કાં જે એ ગ્રંથને વિષે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ તથા અહિંસાપણું એમનું અતિશયપ્રતિપાદન કર્યુંછે." (ગ.મ. ૨૮)

સત્સંગિજીવનનાં વર્ણન પ્રમાણે મહારાજે અમદાવાદમાં શ્રીવાસુદેવમાહાત્મ્યની એક માસ સુધી કથા

કરાવી. આ કથા દરમિયાન મહારાજ સર્વ સંતો-ભક્તોની સભામાં ગ્રંથની ઘણી પ્રસંશા કરતા કહે છે, **"આ વાસુદેવમાહાત્મ્ય ગ્રંથ આપણા સંપ્રદાયનું મૂળ છે."**

મહારાજ આ વાસુદેવમાહાત્મ્ય ગ્રંથને સંપ્રદાયનું મૂળ કહે છે, તેનું શું કારણ હોઈ શકે ? એવું તે શું છે આ ગ્રંથમાં ? મહારાજના આ વચનોને ધ્યાન લઈ આ ગ્રથના અવલોકનથી આપણને ઘણાં કારણો જાણવા મળે છે. જેવા કે,

૧. ૧૮ માં અધ્યાયનો ૪૩ મો શ્લોક

**धर्मदेवात्तदा मूर्तौ नरनारायणात्मना ।**

**प्रवृत्तेपि कलो ब्रह्मन् ! भूत्वाहं सामगो द्विजः ॥**

જ્યારે કળીયુગનું પ્રવર્તન થશે ત્યારે અમે ધર્મદેવ અને ભક્તિદેવી થકી સામવેદી બ્રાહ્મણ થઈને જન્મ ધારણ કરીશું.

૨. અહીં ભગવાન પુરુષોત્તમનારાયણની ઉપાસના તથા સાકારપણાંનું પ્રતિપાદન કરેલું છે.

૩. ભગવાનની સર્વોપરિતાનું વર્ણન જોવા મળે છે.

૪. બ્રહ્મરુપે થઈને પરબ્રહ્મની ભક્તિ કરવી.

૫. એકાંતિક ધર્મથી જ મુક્તિ થાય છે.

૬. પ્રગટ ભગવાન તથા ભગવાનના સંત થકી જ મોક્ષ થાય છે.

૭. અહિંસાનું અતિશય પ્રતિપાદન કરેલું છે.

૮. જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ આ પાંચ ભેદનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

૯. માનસીપૂજા, નિત્યપૂજા, મહાપૂજા, પાંચ આરતી વગેરેનું વર્ણન અહીં જોવા મળે છે.

૧૦. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, સન્યાસાશ્રમ ઉપરાંત ત્યાગાશ્રમનું વર્ણન પણ અહીં જોવા મળે છે.

ઉપરના તમામ કારણો મહારાજે સ્થાપેલા ઉદ્ધવ સંપ્રદાયના મૂળ સિદ્ધાંતો છે. મહારાજે સંપ્રદાયના બંધારણમાં મૂકેલા સિદ્ધાંતો મનોકલ્પિત નથી તે અહીં સાબિત થાય છે. માટે મહારાજ વાસુદેવમાહાત્મ્ય ગ્રંથને આપણા સંપ્રદાયનુ મૂળ કહે છે.

અહીં એક પ્રશ્ન સહેજે આપણને થાય કે આ ગ્રંથનું મહત્ત્વ આટલું બધું હોવા છતાં આ ગ્રંથ સમાજમાં પ્રસિદ્ધ કેમ ન થયો ?

આના જવાબમાં કહી શકાય કે હિંદુ ધર્મ મુખ્યત્વે બે ધારામાં વહેચાયેલો છે. એક શૈવધારા અને બીજી વૈષ્ણવધારા. જેમાં શૈવધારાને આશ્રિત લોકો છે તે પુરાણોમાં શ્રદ્ધા ધરાવતા નથી, કારણ કે બધા પુરાણો મુખ્યત્વે ભગવાન વિષ્ણુનું પ્રતિપાદન કરે છે. જ્યારે વૈષ્ણવધારાને આશ્રિત લોકો સ્કંદ પુરાણને તામસ પુરાણ ગણતા હોવાથી આ પુરાણનો પાઠ- અનુષ્ઠાન કરતા નથી. આમ આ કારણોને જોતા સ્કંદ પુરાણનો આ નાનકડો છતાં અત્યંત મહત્વનો ભાગ જે વાસુદેવમાહાત્મ્યના નામે ઓળખાય છે તે પ્રસિદ્ધિથી વંચિત રહી ગયો છે.

ભગવાન શ્રીવેદવ્યાસજી રચિત આ ગ્રંથમાં નરનારાયણ ભગવાન અને નારદજી, સ્કંદ (કાર્તિકસ્વામી) અને સાવર્ણિ મુનિ, સુતપુત્ર ઉગ્રશ્રવા અને શૌનકમુનિ, પિતામહ ભીષ્મ અને મહારાજ યુધિષ્ઠિર આમ કુલ ચાર સંવાદ જોવા મળે છે.

આમ આ શ્રીવાસુદેવમાહાત્મ્ય ગ્રંથ આપણા માટે અતિ મહત્ત્વની ધરોહર છે. ❑

# યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ

- હાર્દિક જોશી
(સાહિત્યાચાર્ય, દર્શનમ્ અધ્યાપક)

આપણા ઋષિ-મહર્ષિઓનું ખૂબ જ મહત્ત્વનું યોગદાન આ સંપૂર્ણ વિશ્વને પ્રાપ્ત થયું છે. આ મહર્ષિઓ એટલે વેદ, પુરાણ અને શાસ્ત્રોનાં પ્રખર જ્ઞાતા. આ આર્ષદૃષ્ટા ઋષિઓએ પોતાનું સંપૂર્ણ જીવન લોકકલ્યાણ માટે સમર્પી દીધું. તેઓનું સંપૂર્ણ જીવન અવનવા સંશોધનો અને લોકકલ્યાણકારક શાસ્ત્રરચનાઓમાં પસાર થતું. જેમા મહર્ષિ વેદવ્યાસ, ગૌતમ ઋષિ, યાજ્ઞવલ્ક્ય ઋષિ, વિશ્વામિત્ર ઋષિ, નારદ ઋષિ વગેરે અનેક મહાન મહર્ષિઓનો સમાવેશ થાય છે.

આ ઋષિઓ દ્વારા રચિત શાસ્ત્રો ધર્મ, અર્થ, કામ અને મોક્ષના દેનારા છે. જેમાં નાનામાં નાની ક્રિયાના વિવેકથી માંડી મોક્ષમૂલક વાતોનો ખજાનો છે. આ ઋષિઓ દ્વારા લોકજીવનના ઘડતરને લગતા અનેક ગ્રંથોની રચના થઈ છે. જેમાં મનુસ્મૃતિ, વ્યાસસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, નારદસ્મૃતિ, હારિતસ્મૃતિ, શંખસ્મૃતિ, દેવલસ્મૃતિ જેવા ૧૮ સ્મૃતિ ગ્રંથો ઉપલબ્ધ છે. આ તમામ સ્મૃતિઓમાંથી

મહારાજે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિને પસંદ કરી છે.

શ્રીજી મહારાજ શિક્ષાપત્રીમાં કહે છે કે, "અને તે આઠ સચ્છાસ્ત્રમાંથી આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત એ ત્રણનો જે નિર્ણય કરવો તેને વિશે તો મિતાક્ષરા ટીકાએ યુક્ત એવી જે યાજ્ઞવલ્ક્ય ઋષિની સ્મૃતિ, તેનું ગ્રહણ કરવું." (શ્લોક નં-૯૭)

પૌરાણિક કથા પ્રમાણે યાજ્ઞવલ્ક્ય ઋષિ યજ્ઞવેદીના અગ્નિમાંથી પ્રગટ થયા હતા. તેમના પિતા દેવરાતે તેમને સંસ્કૃત કરી વેદાભ્યાસ માટે શાકલ્ય ઋષિ પાસે મોકલ્યા હતા. પરંતુ તેજસ્વી યાજ્ઞવલ્ક્યની પ્રતિભાસંપન્ન વાણીને લીધે ગુરુએ તેમને અભિમાની જાણી ત્યાગ કર્યો હતો. ત્યારબાદ તેઓ વૈશમ્પાયન ઋષિના સાનિધ્યમાં વિદ્યાભ્યાસ કરવા રોકાયા, પરંતુ અહીં પણ તેઓને સફળતા ન મળતા છેવટે સૂર્યનારાયણ પાસેથી શુક્લ યજુર્વેદ અને શતપથ બ્રાહ્મણ જેવા ગ્રંથોનો અભ્યાસ કર્યો.

બૃહદારણ્યક ઉપનિષદ્‌માં મહર્ષિ યાજ્ઞવલ્ક્ય અને તેમની બે પત્નીઓ બ્રહ્મવાદિની મૈત્રેયી અને ગાર્ગીનો ઉલ્લેખ જોવા મળે છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌નાં ચોથા અધ્યાયમાં મહારાજા જનક અને યાજ્ઞવલ્ક્ય ઋષિનો સંવાદ રહેલો છે. જેને આપણે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના નામે ઓળખીએ છીએ.

વૈદિક ભારતના રાજા-મહારાજાઓ પોતાનાં રાજ્યનાં બંધારણોમાં ઋષિમુનિઓ દ્વારા રચિત ધર્મશાસ્ત્રોને જ માન આપતાં અને તે મુજબ પોતાનાં રાજ્યનું સંચાલન કરતાં. મહારાજા જનકે પોતાના રાજ્યનું બંધારણ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના આધારે ઘડ્યું હતું. આધુનિક સમયમાં પણ કાયદા-કાનુનની રચના અને અગત્યના નિર્ણયો આપતી વખતે ભારતના ન્યાયમૂર્તિઓ યાજ્ઞવલ્ક્યસ્મૃતિનો આધાર આપીને નિર્ણય આપે છે.

ભગવાન શ્રી સ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં કહ્યું, છે કે "**धर्मो ज्ञेयो सदाचारः** श्रुतिस्मृत्युपपादितः" એટલે કે શ્રુતિ-વેદ અને સ્મૃતિઓએ પ્રતિપાદન કરેલો એવો સદાચાર એટલે ધર્મ.(શ્લોક નં-૧૦૩)

સ્મૃતિ એટલે એક એવો ગ્રંથ કે જેમાં વિભિન્ન ધર્મો જેવા કે... રાજધર્મ, બ્રાહ્મણધર્મ, સ્ત્રીધર્મ, ક્ષત્રિયધર્મ વગેરેનું યથાર્થ અને ઊચિત વર્ણન કર્યું હોય. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના ૧૦૦૯ શ્લોકોને ત્રણ અધ્યાયમાં વિભાજિત કરવામાં આવ્યા છે. જે આચાર અધ્યાય, વ્યવહાર અધ્યાય અને પ્રાયશ્ચિત્ અધ્યાયના નામે ઓળખાય છે.

**૧. આચાર અધ્યાય :-** પ્રથમ અધ્યાયના તેર પ્રકરણમાં મુખ્યત્ત્વે બ્રહ્મચારીનાં નિયમો, આચાર પદ્ધતિઓ, જપ-તપ અને સ્વાધ્યાયનાં નિયમો, બ્રહ્મચારીનાં નિષિદ્ધ ધર્મ, પંચ મહાયજ્ઞોનું ફળ અને નૈષ્ઠિક બ્રહ્મચારીઓનાં ધર્મ, વિવાહ પ્રકરણમાં કન્યાનાં લક્ષણો, બ્રાહ્મવિવાહ, દૈવવિવાહ, પ્રાજાપત્યવિવાહ, ગાંધર્વવિવાહ અને આસુર વિવાહ આ પાંચેય પ્રકારનાં વિવાહનું વિસ્તૃત વર્ણન તેમજ વિધવાનાં નિયમો તથા વિધુરના નિયમોનું વર્ણન, ગૃહસ્થાશ્રમનું વિવરણ, ભક્ષ્યાભક્ષ્ય (ભોજ્ય-અભોજ્ય) પદાર્થોનું વર્ણન, દ્રવ્યની શુદ્ધિ-અશુદ્ધિનું વર્ણન દાનનાં પ્રકાર, દાનનું મહત્ત્વ, શ્રાદ્ધ પ્રકરણ, શ્રાદ્ધના પ્રકારો વગેરેનું વર્ણન અને રાજધર્મ એટલે કે રાજાઓનાં નિયમ, આચાર અને અધિકારોનું નિરુપણ, દંડનાં પ્રકારો તેમજ દંડ નિરુપણ આ આચાર અધ્યાયમાં નિરુપિત કરવામાં આવ્યું છે.

**૨. વ્યવહારાધ્યાય :-** દ્વિતીય અધ્યાયના પચ્ચીસ પ્રકરણોમાં વ્યક્તિ-વ્યક્તિ, વ્યક્તિ-સમાજ અને સમાજનો સમાજ પ્રતિ કેવો વ્યવહાર હોવો જોઈએ તેનું વર્ણન કરવામાં આવ્યું છે. સાથે સાથે રાજાઓનો પ્રજા સાથેનો વ્યવહાર, પ્રજાનો રાજા સાથેનો વ્યવહાર, સભાસદનાં લક્ષણો, ન્યાયનાં પ્રકાર, પ્રમાણનાં પ્રકારો, અર્થશાસ્ત્ર કરતાં ધર્મશાસ્ત્ર વધારે બળવાન છે તેનું નિરુપણ, ગુરુ-શિષ્ય, પિતા-પુત્ર તથા પતિ-પત્નિનાં વ્યવહાર અંગે નિર્ણય આ અધ્યાયમાં કરવામાં આવ્યું છે.

સાથે સાથે સાક્ષીનું સ્વરૂપ, સાક્ષીનાં લક્ષણો, પ્રકારો તેમજ કાર્યનું વર્ણન તેમજ સીમાવિવાદનો નિર્ણય, સ્વામિ-સેવક વ્યવહાર નિરુપણ, દંડનું નિરુપણ, વ્યભિચારીનાં દંડનું નિરુપણ તેમજ અભક્ષ્ય વસ્તું ખવરાવનારનાં દંડ વગેરેનું નિરુપણ આ અધ્યાયમાં કરવામાં આવેલું છે.

**૩. પ્રાયશ્ચિત અધ્યાય :-** તૃતીય અધ્યાયના છ પ્રકરણોમાં જાણતા-અજાણતાં થયેલા પાપોના પ્રાયશ્ચિતનું વર્ણન, તેમજ મૃતાત્માની વિભિન્ન ગતિઓનું વર્ણન, નારાયણબલિ શ્રાદ્ધનું નિરુપણ, વિભિન્ન સુતકોનો યથાર્થ નિર્ણય, પંચભૌતિક શરીરની નિર્માણ પ્રક્રિયા, ષોડશ સંસ્કારના મહત્ત્વનું વર્ણન પણ કરવામાં આવ્યું છે.

આ ઉપરાંત પ્રાયશ્ચિતનાં અધિકારી, પ્રાયશ્ચિત ન કરે તેનાં પરિણામનું વર્ણન, બ્રહ્મહત્યા સમાન બીજા પાપોનું નિરુપણ, ચોરીનાં પાપનું પ્રાયશ્ચિત, ક્ષત્રિયાદિનાં વધનું પ્રાયશ્ચિત વગેરે પાપોનું ખૂબ જ ઊંડાણથી નિરુપણ આ અધ્યાયમાં કરવામાં આવેલું છે.

સંપૂર્ણ વિશ્વને એક સુત્રતામાં બાંધવાનું કાર્ય ધર્મ કરે છે. એ યથાર્થ ધર્મનું નિરુપણ યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં જોવા મળે છે. ❑

# આઠ સત્‌શાસ્ત્ર પરિચય ઉડતી નજરે.....

- શામજી ભગત

જે આપણને સત્યરૂપ પરમાત્માના માર્ગે લઈ જાય તેને સત્‌શાસ્ત્ર કહેવાય.

અનેકવિધ શાસ્ત્રોમાંથી આપણા માટે અતિ ઉપયોગી એવા આઠ સત્‌શાસ્ત્રોને પસંદ કરીને ભગવાન શ્રી સ્વામિનારાયણે આપણને આ સત્‌શાસ્ત્રો ભણવાની, ભણાવવાની અને તેની કથા કરવાની તથા સાંભળવાની આજ્ઞા આપેલી છે. (વાંચો શિક્ષાપત્રી શ્લોક ૯૩ થી ૯૬)

આ આઠેય સત્‌શાસ્ત્રોનો પરિચય કેવળ એક નજરમાં પ્રાપ્ત કરવા માટે આટલું જરૂર વાંચો.

### ૧.વેદ

વેદ એક જ છે. વેદમાં અનેક મંત્રો છે. જેને ઋચાઓ કહેવાય છે.

વેદ માત્ર એક ગ્રંથ નથી, વેદ ગ્રંથ સમુચ્ચય છે. વેદનો અર્થ છે જ્ઞાન.

પ્રાચીન ભારતનું જીવનલક્ષી રહસ્યજ્ઞાન જેમાં ભરેલું છે એ મંત્રોના સમૂહને વેદ કહે છે.

મૂળભૂત રીતે વેદ એક જ હોવા છતાં વ્યાસજીએ વેદના અધ્યયન, પાઠ અને સંરક્ષણની સરળતા માટે વેદનું ચાર વિભાગમાં વિભાજન કર્યું.

આ ચાર વિભાગ એટલે –

૧. ઋગ્વેદ, ૨. યજુર્વેદ, ૩. સામવેદ, ૪. અથર્વવેદ

વેદને ચાર વિભાગમાં વિભાજન કરનારા કૃષ્ણદ્વૈપાયન વ્યાસજી વેદવ્યાસજી તરીકે ઓળખાયા.

વેદ વ્યાસજીએ આ ચાર વેદોની શિક્ષા પોતાના ચાર શિષ્યોને આપી.

ઋગ્વેદની શિક્ષા પૈલને, યજુર્વેદની શિક્ષા વૈશંપાયનને, સામવેદની શિક્ષા જૈમિનિને, અથર્વવેદની શિક્ષા સુમંતુને. આ રીતે વેદ શિક્ષાની પરંપરા ચાલી છે.

આધુનિક જમાનામાં વેદ ઉપેક્ષિત જેવા લાગે છે પરંતુ ખરા અર્થમાં જેને પોતાના મૂળમાં રસ હોય, પોતાના ધર્મ પ્રત્યે નિષ્ઠા હોય અને ભારતીય હોવાનું ગૌરવ અનુભવવા ઈચ્છતા હોય તેમને માટે વેદનો સામાન્ય પરિચય, ગુજરાતી ભાષામાં પણ ઉપલબ્ધ છે. પ્રજ્ઞાચક્ષુ આચાર્ય મહોદય વિષ્ણુદેવ પંડિતથી પ્રારંભ કરીને અધ્યાત્મ પુરુષ ભાણદેવ સુધીના મહાનુભાવોએ વેદનું ઊંડુ અધ્યયન કરીને આપણી ગુજરાતી ભાષામાં વેદનું જ્ઞાન સુલભ બનાવ્યું છે.

વેદના ગ્રંથો આજે ઉપલબ્ધ છે. ઘરમાં ચારેય વેદના ગ્રંથો સ્થાપીએ તો પણ વાતાવરણ અધ્યાત્મથી ભરેલું અનુભવાશે.

વેદમંત્રોનું ગાન અને શ્રવણ પણ આપણને શાંતિ, પવિત્રતા અને પ્રસન્નતાનો અનુભવ કરાવે છે. દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયમાં શુક્લ યજુર્વેદના અભ્યાસ ઋષિકુમારો કરી રહ્યા છે. કૃષ્ણ યજુર્વેદનો કેટલાક સૂક્તોનો પાઠ પણ ચાલે છે અને નજીકના ભવિષ્યમાં સામવેદ શિક્ષાનો પ્રારંભ થશે.

### ૨. વ્યાસસૂત્ર

વ્યાસસૂત્ર એટલે બ્રહ્મસૂત્ર.

ભારતીય તત્ત્વજ્ઞાનના વિસ્તૃત સિદ્ધાંતોનો સંક્ષેપ અહીં નાના નાના સૂત્રોમાં થયેલો જોવા મળે છે. બ્રહ્મસૂત્રોની રચના ભગવાન વેદ વ્યાસજીએ કરેલ હોવાથી એ વ્યાસસૂત્ર તરીકે પણ ઓળખાય છે.

વેદ-ઉપનિષદોમાં ઉપરથી દેખાતા વિરોધાભાસો અને સિધ્ધાંતોના વિસંવાદોની ભ્રમણાને દૂર કરવા માટે આ બ્રહ્મસૂત્રની રચના થયેલી છે.

બ્રહ્મ એટલે મૂળ એક જ તત્ત્વ, જેને આપણે પરબ્રહ્મ કહીએ, નારાયણ કહીએ, પુરુષોત્તમનારાયણ કહીએ એના સ્વરૂપ, સ્વભાવ અને દિવ્યગુણોનું પ્રતિપાદન આ વ્યાસસૂત્રમાં કરવામાં આવેલ છે.

આ બ્રહ્મસૂત્રોને સમજવા સમજાવવા માટે આચાર્યોએ તેના પર મોટા મોટા ભાષ્યો લખેલા છે. આ ભાષ્યોની ભણવાથી, ભણાવવાથી અને તેનું ચિંતન-મનન-સ્વાધ્યાય કરીને પરમતત્ત્વની પ્રાપ્તિ (ભક્તિ)નો અનુભવ થાય છે.

દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયમાં વિદ્વાન પંડિતો દ્વારા સંતો-પાર્ષદો અને ઋષિકુમારોને રામાનુજ ભાષ્ય સહિત સદ્‌ગુરુ ગોપાળાનંદસ્વામીના ઉપનિષદ ભાષ્ય વગેરે

ભણવાનો લાભ મળે છે.

### ૩. શ્રીમદ્ ભાગવત પુરાણ

ભારતીય અધ્યાત્મ પરંપરામાં ૧૮ મહાપુરાણોની રચના ભગવાન વેદવ્યાસજીએ કરેલી છે, તેમાં સર્વશ્રેષ્ઠ અને લોકમાં અતિપ્રસિદ્ધ પુરાણ શ્રીમદ્ભાગવત છે. જેની કથા-પારાયણો ખૂબ થાય છે.

શ્રીમદ્ ભાગવતમાં ૧૨ સ્કંધ છે અને ૧૮૦૦૦ શ્લોકો છે.

મુખ્ય સંવાદ રાજા પરીક્ષિત અને શુકદેવજી મહારાજ વચ્ચે ચાલે છે.

વેદ વગેરે સત્શાસ્ત્રોના સારરૂપ અમૃતફળ એટલે શ્રીમદ્ ભાગવત. આ રસામૃતનું પાન કરનાર પ્રત્યેક શ્રોતા ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

શ્રીમદ્ ભાગવત અંતર્ગત પંચમસ્કંધ અને દશમ સ્કંધને ભગવાન શ્રી સ્વામિનારાયણે વિશેષ મહત્ત્વના ગણીને પોતાના સૈદ્ધાંતિક યોગશાસ્ત્ર અને ભકિતશાસ્ત્ર તરીકે સ્વીકારીને સૌ આશ્રિતોને આ ભાગવત ભણવાની, ભણાવવાની અને તેની કથા કરવાની કલ્યાણકારક ભલામણ કરેલી છે.

દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરનારા સંતો-પાર્ષદો અને ઋષિકુમારોને ભાગવત ભણાવવા માટે ભક્તહૃદયી વિદ્વાન શ્રી હેમાંગભાઈ શાસ્ત્રીજીના પાઠોનું આયોજન અવારનવાર કરવામા આવે છે.

### ૪. વિષ્ણુસહસ્ત્રનામ સ્તોત્ર

વિષ્ણુ એટલે નારાયણ. જેના અનંત નામો છે. જેને 'હરિ તારા નામ છે હજાર ક્યા નામે લખવી કંકોતરી' કહીને ભાવિક કવિઓ પુકારે છે. એ ભગવાન શ્રીનારાયણના એક હજાર નામના ગુણગાન સાથેનું સ્તોત્ર એટલે વિષ્ણુસહસ્ત્રનામ સ્તોત્ર.

આ સ્તોત્રમાં ૧૦૭ શ્લોકોમાં ભગવાનના ૧૦૦૦ નામ પૂર્ણ થાય છે. જેનું સ્થાન મહાભારત (ઈતિહાસગ્રંથ)માં અનુશાસન પર્વના ૧૪૯માં અધ્યાયમાં આવેલું છે.

કદની દૃષ્ટિએ શિક્ષાપત્રી કરતા પણ નાના આ સ્તોત્રને સત્શાસ્ત્રોમાં સ્થાન આપીને ભગવાન શ્રી સ્વામિનારાયણે એનો અતિ મહિમા કર્યો છે.

વેદવ્યાસની આ રચના અદ્ભૂત અને અલૌકિક છે કારણ કે પ્રચ્છન્ન(છૂપા) ભક્તરાજ ભીષ્મ મહારાજ મહાભારતના યુદ્ધમાં અર્જુન દ્વારા ઘવાયા અને બાણશય્યા પર સૂતા ત્યારે યુદ્ધ પૂર્ણ થયા પછી મહારાજ યુધિષ્ઠિરને રાજધર્મનો ઉપદેશ કરતી વખતે તન-મન વ્યવહારની સુખ-શાંતિ તેમજ આધ્યાત્મિક આનંદ માટે આ એક હજાર નામોનું ભાવપૂર્વક ઉચ્ચારણ કરે છે.

શ્રીજીમહારાજના આશ્રિત તરીકે આપણે વિષ્ણુસહસ્ત્ર નામ સ્તોત્રનું શુદ્ધ ઉચ્ચારણ શીખીને નિત્ય પૂજામાં પાઠ કરીને અદ્ભૂત દિવ્ય આનંદ મેળવવો જોઈએ.

'દર્શનમ્' સંસ્કૃત મહાવિદ્યાલયમાં અવારનવાર વિષ્ણુસહસ્ત્રનામ પારાયણ, યજ્ઞ-હોમ થાય છે. જેને વિષ્ણુસહસ્ત્રનામ શીખવું હોય તેણે દર્શનમ્નો સંપર્ક કરવો.

### ૫. શ્રીમદ્ ભગવદ્ ગીતા

ગીતા મહાભારતનું ઉત્તમ રત્ન છે.

ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદથી કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાન યોગનો સરળ ઉપદેશ છે.

ભગવદ્ગીતાના ૧૮ અધ્યાયો અને ૭૦૦ શ્લોકો છે. ભગવાન વેદ વ્યાસજીની આ રચના સમગ્ર વિશ્વને કાઈપણ સમસ્યાના સમાધાન માટે માર્ગદર્શન આપવા સક્ષમ છે.

સમગ્ર વિશ્વની અનેક ભાષામાં ગીતાના અનુવાદો ઉપલબ્ધ છે.

શ્રીમદ્ શંકરાચાર્ય, ભગવત્પાદ રામાનુજાચાર્ય સહિત અનેક આચાર્યો-વિદ્વાનો અને સાધકોએ ભગવદ્ગીતા પર ઊંડાણથી અધ્યયન કરીને વિવેચનાત્મક ટીકાઓ-ભાષ્યો લખ્યા છે.

વડતાલ ધામથી પ્રકાશિત થયેલ સદ્ગુરુ ગોપાળાનંદ સ્વામીનું પણ ગીતા ભાષ્ય ઉપલબ્ધ છે.

મૂળ ભગવદ્ગીતાના શ્લોક ઉચ્ચારણ પઠન યોગ્ય વિદ્વાન પાસેથી શીખીને દરરોજ પાઠ કરવાથી અવનવા અનુભવો થાય છે.

ગુરુકુલની વિશિષ્ટ પરંપરા મુજબ બધા વિદ્યાર્થીઓ, સંતો-પાર્ષદોને, ગીતાનો ૧૫ અધ્યાય(પુરુષોત્તમ યોગ) ધાર્મિક વર્ગમાં કંઠસ્થ કરાવવામાં આવે છે.

દર્શનમ્ના ઋષિકુમારો તેમજ SGVP ઈન્ટરનેશનલ સ્કુલના વિદ્યાર્થીઓ ચિન્મય મીશન દ્વારા યોજાતી રાષ્ટ્રીય ગીતા શ્લોકગાન સ્પર્ધામાં ભાગ લઈને શ્રેષ્ઠ એવોર્ડ પ્રાપ્ત કરી ચૂક્યા છે.

## ૬. વિદુરનીતિ

વિદુરનીતિ એ મહાભારત અંતર્ગત એક અનુપમ સત્‌શાસ્ત્ર છે.

વિદુરનીતિ એટલે અંધ રાજા ધૃતરાષ્ટ્રને અશાંતિને સમયે કહેલા શાંતિના ઉપાયો અથવા હિતકારી વચનો. આપણને સૌને પણ અજ્ઞાનરૂપી અંધત્વ અને ભૌતિક વિષયોના ભોગથી અશાંતિમાં આથડાતા હોઈએ એવો અનુભવ અવારનવાર થતો હોય છે.

વ્યવહારુ જીવનમાં કુટુંબ, સમાજ અને અન્ય તમામ સંબંધોમાં ક્યા પ્રકારની સમજણ, વાણી વિવેક અને સદાચાર જાળવવાથી સુખ થાય, શાંતિ થાય તે માટે માનવજાતને અતિ ઉપયોગી એવું આ નાનકડું નીતિ શાસ્ત્ર ભગવાન શ્રી સ્વામિનારાયણે ખાસ પસંદ કરેલું છે.

ફક્ત ૮ અધ્યાયના આ શાસ્ત્રમાં સરળ રીતે સમજાય એવા ઉપદેશ વચનો સમાયેલા છે.

આપણા સંતો તેમજ અન્ય કથાકારો આ ગ્રંથની કથાઓ પણ કરે છે. સત્સંગી જીવન ગ્રંથ તેમજ બ્રહ્માનંદ સ્વામી વિરચિત નીતિપ્રકાશ નામના ગ્રંથમાં આ વિદુરનીતિને આધારે ઘણી જ સાંસારિક જીવનની સમસ્યાઓના સમાધાન જાણવા મળે છે.

વડતાલધામથી શાસ્ત્રીસ્વામી ભક્તિપ્રકાશદાસજીએ ઈ.સ. ૧૯૯૩માં વિદુરનીતિનો સંશોધનાત્મક ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કરેલ, તે આજે પણ ઉપલબ્ધ છે.

## ૭. શ્રી વાસુદેવ માહાત્મ્ય

વ્યાસદેવ વિરચિત ૧૮ પુરાણોમાં શ્લોકોની દૃષ્ટિએ સૌથી મોટું સ્કંધપુરાણ છે. જેમાં ૮૧૦૦૦ શ્લોકોનો સમાવેશ થયેલો છે. આ શ્લોકોને સાત ખંડોમાં વિભાજીત કરેલા છે. જેમાં વિષ્ણુખંડ અંતર્ગત ૩૨ અધ્યાયોમાં શ્રી 'વાસુદેવ માહાત્મ્ય' નામનું સત્‌શાસ્ત્ર છે.

ભગવાન શ્રી સ્વામિનારાયણના અવતારી કાર્ય અને પ્રાગટ્ય હેતુ અંગેનું પૌરાણિક પ્રમાણ આપણને સ્પષ્ટ રીતે શ્રી વાસુદેવ માહાત્મ્યમાં જોવા મળે છે.

આ ગ્રંથની કથા ધનુર્માસ, ચાતુર્માસ તેમજ અન્ય પવિત્ર સમયમાં કરાવવાની પરંપરા આપણા સત્સંગમાં ખૂબ જ જૂની છે.

ભગવાન શ્રી સ્વામિનારાયણને આ ગ્રંથ અતિપ્રિય છે, તેઓ પોતે પણ આ ગ્રંથની કથા કરાવતા અને આ ગ્રંથમાંથી ભગવાનના ભક્તજનોએ ભગવાન પુરુષોત્તમ નારાયણની ઉપાસના- ભક્તિ કેવી રીતે કરવી તેની વારંવાર સમજણ આપતા.

'શ્રી વાસુદેવ માહાત્મ્ય' વિષેના ગ્રંથો આજે પણ આપણા મુખ્ય મંદિરો વડતાલ, અમદાવાદ- ભૂજ વગેરેમાંથી પ્રાપ્ત થાય છે. સરળ ગુજરાતી ભાષામાં પણ ઉપલબ્ધ છે.

## ૮. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ

શ્રુતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે વેદ આધારિત લોકહિતકારી ધર્મગ્રંથો. ભારતીય ધર્મપરંપરાના નિર્માણ અને જતન માટે અનેક ઋષિમુનિઓએ વેદસંમત સત્‌શાસ્ત્રોની રચના કરેલી છે. જેમાં સ્મૃતિગ્રંથો માનવજીવનના આચરણ, વ્યવહાર અને પ્રાયશ્ચિત માટે સ્પષ્ટ વિધાનો કરે છે.

અનેકવિધ સ્મૃતિગ્રંથોમાંથી ભગવાન શ્રી સ્વામિનારાયણે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિને પોતાના પ્રમાણભૂત સત્‌શાસ્ત્ર તરીકે સ્વીકારીને શિક્ષાપત્રીમાં આજ્ઞા આપેલી છે કે અમારા આશ્રિતોએ આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિતના નિર્ણય માટે મિતાક્ષરા ટીકાએ યુક્ત યાજ્ઞવલ્ક્ય ઋષિની સ્મૃતિને અનુસરવું.

યાજ્ઞવલ્ક્ય ઋષિની સ્મૃતિગ્રંથ ઘણો જ વિશાળ અને વ્યાપક છે. જેમાં રાજધર્મ, વર્ણધર્મ, સ્ત્રી ધર્મ વગેરે અનેક વિભાગોનું વિવરણ છે. આજે આપણે દરરોજ શિક્ષાપત્રીનું પણ વાંચન કરતા નથી ત્યારે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિને કોણ યાદ કરે? તો પણ ભગવાન શ્રી સ્વામિનારાયણના સર્વધર્મ સમભાવી દૃષ્ટિકોણને સમજવા અને ખાસ તો શિક્ષાપત્રીનો મહિમા સમજવા માટે જીવનમાં એકવાર યાજ્ઞવલ્ક્ય સ્મૃતિનું વાચન અવશ્ય કરવું.

મૂળ ગ્રંથ સંસ્કૃત ભાષામાં છે અને તેનું સરળ છતા વિસ્તૃત ભાષાંતર શ્રીસ્વામિનારાયણ મંદિર વડતાલના શાસ્ત્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ કરેલું, જેને શાસ્ત્રી સ્વામી ધર્મપ્રસાદદાસજીએ પ્રકાશિત કરેલ છે. તેમજ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ ગાંધીનગરના વિદ્વાન શાસ્ત્રીજી શ્રી જ્ઞાનપ્રકાશદાસજી સ્વામીએ કરેલું છે. આ દળદાર ગ્રંથ ગુજરાતી ભાષામાં પ્રકાશિત કરીને શાસ્ત્રી સ્વામી શ્રી હરિપ્રકાશદાસજીએ સત્સંગની મોટી સેવા કરેલી છે. આપણે સૌએ શ્રીજી મહારાજના આશ્રિત તરીકે આ ગ્રંથ અવશ્ય વાંચવો જોઈએ.

**આઠ સત્‌શાસ્ત્રો પ્રાપ્ત કરવા માટે**

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની પ્રેરણાથી શ્રીજી માન્ય આઠેય સત્‌શાસ્ત્રો એક જ સ્થાનેથી પ્રાપ્ત થઈ શકે તે માટે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ- મેમનગર અને શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) છારોડી – અમદાવાદમાં ધાર્મિક-સાહિત્ય સ્ટોરમાંથી મૂળ કિંમતે ઉપલબ્ધ છે. જે જિજ્ઞાસુઓને આ ગ્રંથો અથવા કોઈ એક ગ્રંથ ખરીદ કરવાની ઈચ્છા હોય તેમણે ગુરુકુલમાં ધાર્મિક સ્ટોરનો સંપર્ક કરવો અથવા

આ ગ્રંથોનો ઓર્ડર નોંધાવવા માટે સંપર્ક નંબર -: ૦૯૮૭૯૦૦૦૯૭૩ વનરાજભાઈ

આપણા કુટુંબ જીવનમાં સત્સંગના સંસ્કાર જાળવવા માટે આઠ સત્‌શાસ્ત્ર ઘરમાં જરૂર વસાવો.

---

આયુર્વેદનું અમૃત

## સાંધાના દુખાવાની સમસ્યા

- વૈદ્યા સુષ્મા હીરપરા
મો.નં. ૦૯૮૨૫૩ ૬૮૮૮૪

**Tinospora Cordifolia** એ ગળોનું લેટિન નામ છે. સંસ્કૃતમાં એને અમૃતા કહે છે. ગળો ખેતરના શેઢે કે કાંટાળી વાડમાં પણ થાય છે. પરંતુ લીમડા પર ચડેલી ગળો ગુણમાં ઉત્તમ મનાય છે.

મારી દિકરીના એક શિક્ષકનાં સંબંધી લંડનમાં રહે છે. બાબુભાઈ પટેલ. તેઓ બે વર્ષ પહેલાં ઈન્ડિયા આવ્યા ત્યારે મને મળ્યા. સાંધાનાં દુખાવાની ફરિયાદ કરી અને રીપોર્ટ બતાવ્યા. જેમાં **Uric Acid 10 mg/dl** હતું. જેનું સ્પષ્ટ નિદાન હતું ગાઉટ.

બાબુભાઈને કહ્યું, કડવો ઉકાળો પીશો ? બાબુભાઈ દુઃખાવાથી એટલા પરેશાન હતાં કે તૈયાર થઈ ગયા. લીંબડાની ગળોની વેલના ટુકડા કરી છાંયે સૂકવી તેનો ભૂક્કો બનાવી લેવો. લીલી ગળો પણ ઉપયોગમાં લઈ શકાય. ચારગણાં પાણીમાં ઉકાળી તેનો ઉકાળો તૈયાર થાય ત્યારે તેમાં ૧ થી ૨ ચમચી દિવેલ ઉમેરી પી જવું. બાબુભાઈએ પરેજી સાથે ઉપચાર ચાલું કર્યા અને તેમનો દુઃખાવો ૮૦ ટકા મટી ગયો. ૨૦ ટકા જેટલો દુઃખાવો હટવાનું નામ નહોતો લેતો. તેમને બીજી આયુર્વેદિક ઔષધિઓ ઉકાળામાં ઉમેરવા કહ્યું, જેમ કે હરડે, હળદર, બહેડા, દારૂહળદર આ ઉપરાંત આરોગ્યવર્ધિની, કામદુધા, વાતરક્તાંતક રસ વગેરે ઔષધિઓ પણ આપી.

ગાઉટ એ એક પ્રકારનો આર્થાઈટીસ છે. લોહીમાં યુરિક એસિડ વધી જવાથી આ રોગ થાય છે. વધુ પડતું યુરિક એસિડ સાંધાઓમાં સોજો પેદા કરે છે. ગાઉટનાં બે પ્રકાર છે. એક્યુટ અને ક્રોનિક. એક્યુર ગાઉટ અતિશય વેદનાં આપનાર હોય છે. ક્રોનિક પ્રકારમાં લાંબા સમયથી સાંધાનો દુખાવો રહ્યા કરતો હોય છે. ગાઉટમાં સાંધાઓની આસપાસ રહેલાં સાયનોવિયલ ફ્લુઈડમાં યુરિક એસિડનાં સ્ફટિકનું નિર્માણ થાય છે. તેનાં કારણે સાંધાઓમાં સોજો આવે છે. આ સંજોગોમાં સાંધાની સામાન્ય હલનચલનની ક્રિયા અતિશય પીડા આપે છે.

મોટાભાગનાં દર્દીઓમાં પ્રથમ પગનાં અંગુઠામાં પીડા થતી હોય છે. મોડી રાતે કે વહેલી સવારે દુખાવો શરૂ થાય છે. યુરિક એસિડની માત્રા અતિશય વધી જાય તો તેની અસર સીધી કીડની પર થાય છે.

ગળોની યુરિકએસિડ પર અસર :- ગળોનું રાસાયણિક સંયોજન જોઈએ તો તેમાં બાર્બેરિન્ નામનો આલ્કલોઈડ રહેલો છે. તાજેતરમાં થયેલાં એક રીસર્ચ પ્રમાણે આ આલ્કલોઈડ એ સાંધાની આસપાસ રહેલા સાયનોવિયલ ફ્લુઈડમાં જે યુરિક એસિડની ક્રિસ્ટલ બનાવવાની ક્રિયા છે, તેને ધીમી પાડે છે. અને જે ક્રિસ્ટલ બનેલા હોય તેને ઓગાળવાની ક્ષમતાં પણ તેનામાં રહેલી છે અને યુરિક એસિડ પણ નોર્મલ રેન્જમાં આવે છે.

આહાર અને જીવનશૈલી :- કાર્બોહાઈડ્રેટ્સ સાથે રેષામુક્ત પદાર્થો જેમ કે, ફ્લાવર, કોબિજ, કાકડી, પાલક, મેથી જેવી ભાજીઓ લેવા. કઠોળ, તળેલું, શીંગદાણા, સૂકોમેવો જેમ કે બદામ, પિસ્તા, કાજુ, દહીં, પનીર, ટામેટાં, મેંદો, પ્રોસેસ્ડ ફુડ, કાંદા, લસણ ના ખાવા. આ બધાનું પાચન સમ્યક્ રીતે ના થતાં લોહીમાં યુરિક એસિડની માત્રા વધે છે.

સફરજન, કેળા, ચીકુ, પેર, મોસંબી, મીઠી નારંગી વગેરે સીઝન પ્રમાણે ફળો લેવા.

ભૂખ કરતાં ૩૦% ખોરાક ઘટાડવાથી પણ ગાઉટનાં દર્દમાંથી ઝડપથી મુક્તિ મળે છે.

ઉજાગરા કરવા નહીં. બપોરે સૂવું નહીં. અતિશય શારીરિક શ્રમ ના કરવો.

# સમાચાર દર્શન

## જ્ઞાનસત્ર-૩૭

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ સર્વજીવ હિતાવહ પ્રવૃત્તિઓની સાથે અનેક જીવોના કલ્યાણનો રાજમાર્ગ ખૂલો કર્યો. જેમાં શિબિરો, બ્રહ્મસત્રો, જ્ઞાનસત્રો, જપયજ્ઞો, મહામહોત્સવો જેવા અનેક આયોજનો કરી અનેક જીવોને ભગવાનના માર્ગે વાળ્યા. આ જ માર્ગનું એક સોપાન એટલે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદને આંગણે દરવર્ષે યોજાતો જ્ઞાનસત્ર. પૂજ્ય ગુરુદેવ દ્વારા પ્રવર્તીત આ પ્રણાલી ૩૭ વર્ષથી અખંડ વહેતી આવે છે. જેને અવિરત વહેતી રાખવા આ વર્ષે તારીખ ૧૦ થી ૧૬ ઓગષ્ટ દરમિયાન દિવ્ય મહામહોત્સવ જેવો જ્ઞાનસત્ર યોજાઇ ગયો.

જ્ઞાનસત્રના આરંભે ૯ કલાકની અખંડ ધૂન કરવામાં આવી હતી. ધૂનની પૂર્ણાહુતિ બાદ યજમાનશ્રીના ઘરેથી વાજતે ગાજતે પોથીયાત્રા ગુરુકુલ પધારી હતી.

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં અનેરા ભક્તિસભર વાતાવરણમાં યોજાયેલ જ્ઞાનસત્રમાં ભગવાન શ્રી સ્વામિનારાયણના ચરિત્રોથી ભરપૂર શ્રીમદ્ સત્સંગિજીવન ગ્રંથરાજની કથાનું અનેરુ આયોજન થયું. આ જ્ઞાનસત્રમાં પૂજ્ય સ્વામીજીએ મહારાજની કારીયાણીની લીલાઓનું વિસ્તારથી શ્રવણ કરાવ્યું. ઉપરાંત મહારાજે કારીયાણીમાં કરેલા વસંતોત્સવ, દીપોત્સવ, હીંડોળા ઉત્સવ જેવા ઉત્સવો પણ ધામધૂમથી કરાવ્યા. આ ઉત્સવોએ જ્ઞાનસત્રને ભક્તિસભર બનાવ્યો હતો.

આ જ્ઞાનસત્ર દરમિયાન યુવાન સંતોના મુખે વિવિધ વિષયો ઉપર વ્યાખ્યાનમાળાનું પણ આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામીએ કહત હૈ ગુણાતીત વિષય ઉપર મનનીય પ્રવચન કર્યું હતું. આ ઉપરાત પૂજ્ય શાસ્ત્રી શ્રી ધર્મવત્સલદાસજી સ્વામી, પૂજ્ય શાસ્ત્રી શ્રી ભક્તવત્સલદાસજી સ્વામી, પૂજ્ય શાસ્ત્રી શ્રી વેદાંતસ્વરુપદાસજી સ્વામી, પૂજ્ય શાસ્ત્રી શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામી, પૂજ્ય શાસ્ત્રી શ્રી મુનિવત્સલદાસજી સ્વામી વગેરે સંતોએ વિવિધ વિષયો ઉપર કથાવાર્તાનો લાભ આપ્યો હતો. ઉપરાંત પ્રસંગોપાત પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ જ્ઞાનસત્રાર્થીઓને આશીર્વાદ પાઠવ્યા હતા.

જ્ઞાનસત્રના રાત્રી કાર્યક્રમો અતિ ભવ્ય અને દિવ્ય રહ્યા. જેમાં પૂજ્ય સ્વામીજી સાથેની પ્રશ્નોત્તરી અજોડ રહી. સાહિત્યકાર શ્રી અભેસીંહજી રાઠોડ તથા ગોપાલભાઇ બારોટ દ્વારા પીરસવામાં આવેલા ભક્તિરસે સહુને ભીંજવ્યા. અમદાવાદ ગુરુકુલ તથા દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ દ્વારા કરવામા આવેલો દેશભક્તિથી ભરપૂર સાંસ્કૃતિક કાર્યક્રમે સહુ સંતો-ભક્તોના દીલને જીતી લીધા. ઠાકરથાળી મહોત્સવમાં સહુ સંતો, ભક્તો તથા વિદ્યાર્થીઓ આનંદથી ઝૂમી ઉઠ્યા. ૧૫ મી ઓગષ્ટના રોજ સવારે હરિજયંતી પ્રસંગે ઘનશ્યામ મહારાજનું રાજોપચાર પૂજન કરી અનેરા આનંદ સાથે ધ્વજવંદના કાર્યક્રમ યોજાયો હતો. જેમાં પૂજ્ય સ્વામીજીએ દેશભક્તિ અને શહિદોની અમરગાથાઓનું ગાન કર્યું હતું.

જ્ઞાનસત્રના સાતેય દિવસ અમરેલી, અમદાવાદ, દુધાળા, નાગપુર વગેરે સ્થાનામોથી સાંખ્યયોગી બહેનોએ પધારી બહેનોને સત્સંગ-કથાવાર્તાનો લાભ આપ્યો હતો તથા બાલિકા મંડળની બહેનોએ સાંસ્કૃતિક કાર્યક્રમ રજૂ કરી સહુને પ્રસન્ન કર્યા હતા.

આ ઉપરાંત જ્ઞાનસત્ર દરમિયાન રક્તદાન કેમ્પનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં મોટી સંખ્યામાં ભક્તજનોએ રક્તદાન કર્યું હતું. તથા વિવિધ પ્રકાશકોના પુસ્તકો એક જગ્યાએથી સરળતાથી ઉપલબ્ધ થાય તેવા હેતુંથી પુસ્તકમેળાનું પણ આયોજન કરવામાં આવ્યું હતું.

આમ સાત દિવસો સુધી આ ભક્તિસભર જ્ઞાનસત્રમાં સહું સંતો-ભક્તોએ ખૂબ આનંદ સાથે ભક્તિનું ભાથું ભર્યું હતું. આ જ્ઞાનસત્રના યજમાન તરીકે પ.ભ શ્રી તુલસીભાઇ ઉકાભાઇ પટેલ પરિવાર તથા પ.ભ.શ્રી ગોરધનભાઇ હરજીભાઇ ભુવા પરિવારે લાભ લીધો હતો.

## જર્મન વૈજ્ઞાનિક SGVPની મુલાકાતે

જર્મનીના વૈજ્ઞાનિક સ્ટીફન ઓગસ્ટી શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌ની મુલાકાતે પધાર્યા હતા. વૈજ્ઞાનિક સ્ટીફન BMW કારના ડિઝાઈનર છે. સ્ટીફનને નેશનલ ગ્લોબ એવોર્ડથી સન્માનવામાં આવ્યા છે. ખારા પાણીને નિસ્યંદન કરી પીવાલાયક બનાવવાનું તેમનું વોટરકોન મોડલ ન્યુયોર્કના મ્યુઝિયમ ઓફ મોડર્ન આર્ટમાં મૂકવામાં આવેલ છે. SGVPમાં પધારી તેઓએ સ્વામીજી તથા કોલેજના વિદ્યાર્થીઓ સમક્ષ દરિયાના ખારા પાણી તેમજ ગંદા પાણીનું નિસ્યંદન કરી પીવાલાયક બતાવતું તેમનું વોટરકોન વર્કીંગ મોડલનું નિદર્શન કર્યું હતું.

આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ સ્ટીફનને શુભાશીર્વાદ આપતા જણાવ્યું હતું કે, 'દરિયાના પાણીને તેમજ ગંદા પાણીને શુધ્ધ કરીને સરળતાથી ડીસ્ટીલ વોટરમાં ફેરવવા માટેનું સંશોધન તથા ફ્રીજ વગેરે ઈલેક્ટ્રીક સાધનો વગર શાકભાજી, ફળોને લીલા અને તાજા રાખવા માટે તેમણે માટીમાંથી બનાવેલ ટોરાકોન મોડલ ખરેખર દાદ માગી લે તેવું છે. તેમણે પોતાના સંશોધનમાં ગરીબો અને દૂરના રણ પ્રદેશમાં કે જંગલોમાં વસતા લોકોનો પણ ખ્યાલ રાખ્યો છે. આ એસજીવીપી સંકુલ પ્રાચીન અને આધુનિક વિજ્ઞાનના સંગમરુપ છે. જે સ્ટીફન જેવા વૈજ્ઞાનિકોનું હંમેશા સ્વાગત કરે છે.' આ પ્રસંગે ગુરુકુલના અનન્ય સેવક શ્રી ઉમેશભાઈ યાજ્ઞિકના સુપુત્ર શ્રી નીતિનભાઈ યાજ્ઞિક તથા જર્મન શિવ રેસ્ટોરન્ટના સ્થાપક શ્રી વિનય સાંચી, જૈમીનભાઈ દવે વગેરે ઉપસ્થિત રહ્યા હતા.

## સંગીત સ્પર્ધામાં SGVPની ટીમ વિજેતા

'ઝાયડસ્ સ્કુલ ફોર એક્સેલન્સ' દ્વારા રાજ્ય કક્ષાએ આયોજીત 'તાલ સે તાલ મિલા' સંગીત સ્પર્ધા અંતર્ગત 'વેસ્ટ આઉટ ઓફ બેસ્ટ વીથ મ્યુઝીકલ ઈન્સ્ટુમેન્ટસ્' થીમ પર આધારિત સંગીત સ્પર્ધા યોજાઈ હતી. જેમાં ગુજરાતની ૧૯ સ્કુલોએ ભાગ લીધો હતો. આ સ્પર્ધામાં સતત બીજી વખત એસજીવીપીના વિદ્યાર્થીઓ પ્રથમ વિજેતા થયા હતા. આ સ્પર્ધામાં નિર્ભય રાઠોડ, જલ્પન પટેલ, સૌમિલ પટેલ, દક્ષ પટેલ, રિપલ ચૌહાણ, દેવ પટેલ, કુશ ગાબાણી વગેરે વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. આ વિદ્યાર્થીઓને સંગીત શિક્ષક શ્રીવિજયભાઈ ભરાડ તથા રુચિરભાઈ જોષીએ તૈયાર કર્યા હતા. વિજેતા વિદ્યાર્થીઓને પૂજ્ય સ્વામીના હસ્તે વિશિષ્ટ પુરસ્કાર સાથે સુભાશીર્વાદ આપવામાં આવેલ.

## સંસ્કૃત રાષ્ટ્રિય પરિસંવાદ

યુ.જી.સી., એલ.ડી. આટ્ર્સ કૉલેજ તથા 'દર્શનમ્' સંસ્કૃત મહાવિદ્યાલય દ્વારા ૧૦ થી૧૧ ઓગસ્ટ દરમિયાન સંસ્કૃત રાષ્ટ્રિય પરિસંવાદનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં મુખ્યવિષય 'ધ ઈમ્પેક્ટ ઑફ સંસ્કૃત ઑન ધ ગ્રેટ ઈન્ડિયન પાયોનિયર્સ' હતો. આ વિષયના આધારે ધર્મ, સામાજિક સુધારણા, તત્ત્વજ્ઞાન, રાજનીતિ અને બીજા અન્ય ક્ષેત્રોમાં ભારતના મહાન પુરુષો ઉપર સંસ્કૃત ભાષાનો પ્રભાવ રહ્યો તે વિષે ભારતના તથા ગુજરાતના સંસ્કૃત વિદ્વાનોએ પોત-પોતાના સંશોધનપત્રો રજૂ કર્યા હતા. એલ. ડી. આટ્ર્સ કૉલેજના પ્રિન્સીપાલ શ્રી મહિપતસિંહ ચાવડા, કન્વીનર તરીકે ડૉ. ગજેન્દ્ર પંડા તથા દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના પ્રધાનાચાર્ય શ્રી રામપ્રિયજીએ આ પરિસંવાદના સફળ આયોજનમાં સેવાઓ આપી હતી.

## MaRRS નેશનલ ચેમ્પિયનશીપ

SGVP ઈન્ટરનેશનલ સ્કુલ ખાતે તારીખ ૩-૪ ઓગ્ષ્ટ દરમિયાન MaRRS નેશનલ ચેમ્પિયનશીપ યોજાઈ હતી. આ સ્પર્ધામાં દેશના તમામ રાજ્યોમાંથી આશરે ૧૦૦૦થી પણ વધારે ભાળકોએ અલગ અલગ વયજૂથમાં સ્પેલીંગ બી, મેઝ ઓફ વર્ડ્સ, મેથ્સ એક્સ્પ્રેસ વગેરે ૧૭ જેટલી ઈવેન્ટમાં ભાગ લીધો હતો. દરેક ઈવેન્ટમાં પ્રથમ દસ ક્રમે આવનાર ભાળકોને સંસ્થા દ્વારા ટ્રોફી, પ્રમાણપત્ર તથા પુરસ્કાર આપવામાં આવ્યા હતા.

આ ઉપરાંત SGVP ઈન્ટરનેશનલ સ્કુલના વિદ્યાર્થીઓ સ્ટેટ લેવલે રમાયેલ ફૂટબોલ ટૂર્નામેન્ટમાં સફળતા મેળવી નેશનલ ટૂર્નામેન્ટમાં સિલેક્ટ થયા છે.

## જોગીસ્વામી મેમોરીયલ કપ

SGVP SURYA SPORTS ACADEMY દ્વારા જોગીસ્વામી મેમોરીયલ કપ ઓલ ઈન્ડીયા ડે-નાઈટ

ફૂટબોલ ટૂર્નામેન્ટનું આયોજન કરવામાં આવ્યું છે. આ ટૂર્નામેન્ટમાં ગુજરાત, મહારાષ્ટ્ર, રાજસ્થાન, ગોવા, મધ્યપ્રદેશ, દિલ્હી વગેરે રાજ્યોની ફૂટબોલ ટીમો ભાગ લઈ રહી છે. આ ટૂર્નામેન્ટનું ઉદ્ઘાટન તારીખ ૧૪ ઓગષ્ટના રોજ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે સ્પેનના ફૂટબોલ કોચ જોન મેગ્રો, એક્સ ફીફા રેફ્રી ગુલાબ ચૌહાન, અરુણસીંગ રાજપુત(સેક્રેટરી, અમદાવાદ ડીસ્ટ્રિક્ટ ફૂટબોલ એસો.), નટવર સીસોદીયા (સેક્રેટરી, ગાંધીનગર ડીસ્ટ્રિક્ટ ફૂટબોલ એસો.), રોબર્ટ ક્રીચન(સેક્રેટરી, ગુજરાત ડીસ્ટ્રિક્ટ ફૂટબોલ એસો.), જયદેવભાઈ સોનાગરા વગેરે મહાનુભાવો ઉપસ્થિત રહ્યા હતા.

## ગુરુકુલ ગૌરવ

નવી દિલ્હી સ્થિત ઈન્ટરનેશનલ ઈન્સ્ટિટ્યુટ ઓફ એજ્યુકેશન એન્ડ મેનેજમેન્ટ નામની સંસ્થા શિક્ષણક્ષેત્રે વિશેષ કામગીરી બજાવનારા વિરલ વ્યક્તિત્વોને પ્રોત્સાહિત કરવા માટે દરવર્ષે સર્ટિફીકેટ ઓફ એજ્યુકેશન એક્સેલેન્જ અને લાઈફટાઈમ એચિવમેન્ટ એવોર્ડ એનાયત કરે છે. આ વર્ષે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીને શિક્ષણક્ષેત્રે તથા સામાજીક ક્ષેત્રે અનન્ય યોગદાન બદલ 'સર્ટિફીકેટ ઓફ એજ્યુકેશન' એવોર્ડથી સન્માનવામાં આવ્યા હતા. પૂજ્ય સ્વામીજીએ પોતાનું સમગ્ર જીવન સમાજકલ્યાણ અને શિક્ષણક્ષેત્રમાં અર્પણ કર્યું છે. પૂ. સ્વામીજી SGVP જેવી સંસ્થા ચલાવી રહ્યા છે તેમજ દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય દ્વારા ભારતીય સંસ્કૃતિનું પોષણ કરી રહ્યા છે. આ તમામ યોગદાન બદલ ઈન્ટરનેશનલ ઈન્સ્ટિટ્યુટ ઓફ એજ્યુકેશન એન્ડ મેનેજમેન્ટ સંસ્થાએ પૂજ્ય સ્વામીજીને એવોર્ડ આપીને સન્માનિત કર્યા છે.

## શ્રદ્ધા સુમન

**શ્રી નંદલાલભાઇ ભાઇચંદભાઇ કોઠારી :-** અમદાવાદ નિવાસી પ. ભ શ્રી નંદલાલભાઈ કોઠારી શ્રીજી મહારાજના ઉત્તમ ભક્ત ઉપરાંત પૂજ્ય મોટાભાઈના અનન્ય સેવક હતા. તેઓશ્રીએ ભાલજા સત્સંગ મંડળની વર્ષો સુધી સેવા કરી અનેક જીવોને માર્ગદર્શન પૂરુ પાડ્યું હતું. પૂજ્ય નંદલાલભાઈના અક્ષરવાસથી સત્સંગને ખૂબજ મોટી ખોટ પડી છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સર્વ પરિવારજનો અને ભાલજા સત્સંગ મંડળના સહું ભક્તજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી આનંદીબેન ચન્દ્રશંકરભાઇ જાની :-** અમેરીકા નિવાસી સુરેશભાઈ જાનીના માતુશ્રી આનંદીબેન ચંન્દ્રશંકરભાઈ જાની ૯૬ વર્ષની ઉમરે હરિ સ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાનું સુખ આપે તથા સુરેશભાઈ, દીપ્તીબેન વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી ભગવાનભાઇ વાઘજીભાઇ ગજેરા :-** ગામ હરિપુરા હાલ અમદાવાદ નિવાસી પ.ભ. શ્રી ભગવાનભાઈ ગજેરા તારીખ ૧૯ જૂલાઈના રોજ ૫૩ વર્ષની ઉમરે ભજન-સ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. સંતો અને ભગવાનમાં હેતવાળા ભગવાનભાઈના આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા જીગ્નેશભાઈ, પ્રદિપકુમાર, ડાહ્યાભાઈ, માધવજીભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી લક્ષ્મણભાઇ જીવાભાઇ ઠુંમર :-** ગામ રાયડી નિવાસી પ.ભ. શ્રી લક્ષ્મણભાઈ ઠુંમર તારીખ ૧૧ જૂલાઈના રોજ ૮૯ વર્ષની ઉમરે અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાના ધામનું સુખ આપે તથા બાબુભાઈ, રમેશભાઈ, મનોજભાઈ, પરેશભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી પ્રભુભાઇ ઇશ્વરભાઇ પટેલ :-** ગામ મણિપુરા હાલ અમદાવાદ નિવાસી પ.ભ. શ્રી પ્રભુભાઈ ૯૨ વર્ષની ઉમરે અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાના ધામનું સુખ આપે તથા નવિનભાઈ, મેહુલભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી જયંતિભાઇ ભુરાભાઇ પટેલ :-** ગામ ખંડેરાવપુરા હાલ અમદાવાદ નિવાસી પ.ભ. શ્રી જયંતિભાઈ તારીખ ૧૯ જૂલાઈના રોજ ૬૪ વર્ષની ઉમરે અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાના ધામનું સુખ આપે તથા રોહિતભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી વિરજીભાઇ મનજીભાઇ ભગત :-** ગામ માનકુવા નિવાસી પ.ભ. શ્રી વિરજીભાઈ મનજીભાઈ ૮૦ વર્ષની ઉમરે શ્રીહરિનું સ્મરણ કરતાથકા અક્ષરવાસી થયા છે. તેઓને ઘણાં દિવસથી સંતોના દર્શનની ઈચ્છા હતી. તેઓના સુપુત્ર તેમને ગુરુકુલ લાવી દર્શન કરાવ્યા. સંતદર્શનના બીજા દિવસે તેઓ અક્ષરવાસી થયા હતા.આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્રો રમેશભાઈ, કરશનભાઈ વગેરે

પરિવારજનોને ધીરજ આપે તેવી પ્રાર્થના.

**શ્રી અનોપચંદભાઇ હરગોવિંદદાસ બોટાદરા :-** ગામ ગઢાળી નિવાસી પ.ભ. શ્રી અનોપચંદભાઇ બોટાદરા તારીખ ૫, ઓગસ્ટના રોજ અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્ર મનોજભાઇ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી દેવશીભાઇ શામજીભાઇ જસાણી :-** ગામ ઇટવાયા નિવાસી શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર ભક્તરાજ પ.ભ. શ્રી દેવશીભાઇ ૭૫ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ અખંડ સુખ આપે તથા મનસુખભાઇ, બાલુભાઇ, સુરેશભાઇ વગેરે પરિવારજનોને ધીરજ આપે તેવી પ્રાર્થના.

**શ્રી નરસીભાઇ કીડેચા :-** ગામ અંબાડા નિવાસી તથા રાજકોટ ગુરુકુલના આચાર્યશ્રી છગનભાઇ કીડેચાના મોટાભાઇ પ.ભ. શ્રી નરસીભાઇ તારીખ ૨૮ જૂલાઇના રોજ ભજન-સ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને ભગવાન શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા છગનભાઇ, વલ્લભભાઇ, લાખાભાઇ, જીવરાજભાઇ, કરશનભાઇ, સુખલાલ વગેરે પરિવારજનોને ધીરજ આપે તેવી પ્રાર્થના.

**શ્રી શોભનાબેન કાન્તિભાઇ મલાણી :-** અમદાવાદ નિવાસી શ્રી શોભનાબેન ૫૫ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રી હરિ પોતાનું સુખ આપે તથા કાન્તિભાઇ, બ્રિજેશભાઇ વગેરે પરિવારજનોને ધીરજ આપે તેવી પ્રાર્થના.

**શ્રી લાલજીભાઇ કરશનભાઇ કેરાઇ :-** ગામ માધાપર નિવાસી પ.ભ. શ્રી લાલજીભાઇ કેરાઇ ૮૫ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાના સુખે સુખીયા કરે તથા સુપુત્ર નરેશ, જમાઇ અરજણભાઇ વેકરીયા વગેરે પરિવાર જનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી લાલજીભાઇ ગંગજીભાઇ હાલાઇ :-** ગામ કેરા નિવાસી પ.ભ. શ્રી લાલજીભાઇ હાલાઇ ૮૦ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. તેઓને ઘણાં દિવસથી સંતોના દર્શનની ઇચ્છા હતી. સંતો તેમને દર્શન આપવા હોસ્પીટલ ગયા, બીજા દીવસે પોતે ગુરુકુલ આવી દર્શન કર્યા. સંતદર્શનના બીજા દિવસે તેઓ અક્ષરવાસી થયા હતા. તેઓશ્રીના આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા અરવિંદભાઇ વગેરે પરિવારજનોને ધીરજ આપે તેવી પ્રાર્થના.

**કળિયુગની કામધેનુનો અક્ષરવાસ :-** ગામ મોડપર નિવાસી મોહનભાઇ પટેલના ઘરે એક પવિત્ર અને ચમત્કારી ગાયનો નિવાસ હતો. આ ગાય ૧૪ વર્ષથી વીંયાયા વિના દૂધ આપતી. ઉપરાંત એ ગાયની વિશિષ્ટતા એ હતી કે ઘરમાં જેટલા સભ્યો હોય એ પ્રમાણે દૂધ આપે, તો કોઇ વાર મહેમાન આવ્યા હોય તો એ પ્રમાણે દૂધ આપે. મોહનબાપા ત્રણ મહિના પહેલા હરિજયંતીના રોજ ધામમાં ગયા પછી આ ગાયે અન્ન-જળનો ત્યાગ કર્યો હતો. મોહનબાપાના સુપુત્ર મનસુખભાઇએ છારોડી આવી સંતોને એ ગાય વિષે વાત કરી ત્યારે સંતોએ મહારાજની પ્રસાદીનું જળ ગાય માટે આપ્યું, મનસુખભાઇએ એ જળ ગાય ઉપર છાંટ્યું અને બીજા દિવસે બરાબર હરિજયંતીના રોજ ગાય ધામમાં સીધાવી. મોહનબાપાના સુપુત્રો મનસુખભાઇ, અશોકભાઇ, નરેશભાઇ વગેરે પરિવારજનોએ માતાની જેમ આ ગાયની સેવા કરી હતી. મહારાજ આ પવિત્ર આત્માને પોતાનું સુખ આપે તેવી પ્રાર્થના.

**SGVP દ્વારા ઉત્તરાખંડમાં રાહત તથા પુનર્વસવાટનું કાર્ય થઇ રહ્યું છે. ઉત્તરાખંડ કુદરતિ આપત્તિ સહાયમાં જોડાવા ઇચ્છતા ભક્તજોનો અહીં સંપર્ક કરશો. India:**Make cheque Payable to: SSG Sarvajivhitavah Trust. Sadhu Bhaktvatsaldasji: +91 98790 00954. Sadhu Dharmanandandasji: +91 98251 30765 **UK:** Make cheque payable to: SSGP UK, Mr. Ravji Hirani: +44 7960 359 999. Mr. Govind Patel: +44 7831 092 042, Mr. Ajay Patel: +44 208 83 84 900 **USA**:Make cheque payable to: Shri Dharmajivan Mission Trust, Vijay Dhaduk: +1 570 815 1627

## આગામી આયોજન

**૦૧/૦૯/૧૩ અજા એકાદશી**, રવિવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

**૦૪/૦૯/૧૩ પૂજ્યપાદ્ જોગીસ્વામી પૂણ્યતિથિ**, બુધવાર, સાજે ધૂન-ભજન તથા ગુણાનુવાદ સભા, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર

**૦૯/૦૯/૧૩ ગણેશ ચતુર્થી**, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર તથા છારોડી ખાતે ગણેશપૂજન

**૧૪/૦૯/૧૩ શ્રીહરિ જયંતિ**, શનિવાર, સવારે ૦૬:૩૦ કલાકે રાજોપચાર પૂજન તથા શ્રી નીલકંઠવર્ણીનો પયોભિષેક, મેમનગર ગુરુકુલ.

**૧૬/૦૯/૧૩ જળઝીલણી એકાદશી**, સોમવાર, સવારે ૯:૦૦ કલાકે જળઝીલણી મહોત્સવ, દ્રોણેશ્વર ગુરુકુલ

પૂજ્ય સ્વામીજી સમક્ષ પ્રેઝન્ટેશન રજૂ કરતા
જર્મનીના વૈજ્ઞાનીક સ્ટીફન ઓગસ્ટીન

દિલ્હીની IIEM સંસ્થા દ્વારા પૂજ્ય સ્વામીજીને પ્રાપ્ત
એવોર્ડ અર્પણ કરતા રામપ્રિયજી તથા જયદેવભાઇ

સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં લંડન ખાતે રવજીભાઇના ઘરે યોજાયેલ સત્સંગસભા તથા ડબરા મહોત્સવની સભા

શીકાગો ખાતે યોજાયેલ સત્સંગ શિબિરમાં ઉપસ્થિત
આચાર્ય મહારાજશ્રી, પુરાણીસ્વામી તથા સંતો

રાજ્ય કક્ષાએ સંગીત સ્પર્ધામાં વિજેતા બનેલ
SGVPની સંગીત ટીમ

1. German scientist Stefen Augustin is presenting water-cone project to HH Swamiji and engineer students of SGVP. 2. Rampriyaji and Jaydevbhai are presenting award to HH Swamiji, honoured by IIEM, Dehli. 3. Satsang Sabha at Shree Ravjibhai Hirani's home and celebration of 'Dabara Utsav', UK in the holy presence of Sadguru Saints. 4. Acharya Maharaj Shree, HH Purani Swami & Saints at Satsang Shibir, Chicago, US. 5. SGVP Music team, winner of the state Level Music competition.

"GURUKUL DARSHAN" RNI NO. GUJGUJ/2009/28937 Date of publication is 25th of every month and Permitted to post at A'bad, PSO on 25th of every month. Registered under Postal Regd. No. GAMC1468/2013-2015, Valid up to 31-12-2015 issued by SSP A'bad-9.License to post without Prepayment No. CPMG/GJ/112/2013 valid up to 30-06-2014.

૧૫મી ઓગષ્ટના રોજ યોજાયેલ ધ્વજવંદન કાર્યક્રમ

અમેરીકાની સત્સંગયાત્રાએ પધારતા સંતો

જોગીસ્વામી મેમોરીયલ કપ ઓલ ઇન્ડીયા ડે-નાઇટ ફૂટબોલ ટૂર્નામેન્ટનું ઓપનિંગ કરાવતા પૂજ્ય સ્વામીજી તથા મહાનુભાવો

1. Flag hoisting ceremony on Independence Day. 2. Saints on US Satsang Yatra. 3. HH Swamiji and dignitaries are opening Jogi Swami Memorial Cup All India Day-Night Football Tournament